મુંબાઈમાં ચાલતા જુદા જુદા

# તોલ અને હીસાબની રીત.

કીંમત રૂ. ૨)

# મુંબઇમાં ચાલતા

## જુદા જુદા તોલ અને હિસાબની રીત.

નક્કી મણના હિસાબના કોઠા સાથે

બનાવનાર અને છપાવી પ્રસિદ્ધ કરનાર,

અંબાલાલ હીરજી ત્રવાડી

કપડવંજવાળા.

આવૃતી ૪ થી.

ધી કમર પ્રીન્ટીંગ પ્રેસમાં માલીક અને પ્રીન્ટર
કાવશજી શેરાબજીએ માલીકને માટે
અબદુલરેમાનસ્ટ્રીટ, મુંબઇમાં છાપી છે.

સંવત ૧૯૭૨ સને ૧૯૧૬



કિંમત બે રૂપિઆ.

# સાકલીઊં.

| વિષય | પૃષ્ટ |
| --- | --- |

| વિષય | પૃષ્ટ |
|---|---|

# અર્પણ પત્રિકા..

પ્રિય ભાઇ

ગોવરધનદાશ રણછોડભાઇ ત્રવાડી.

આ પુસ્તક તૈયાર કરવામાં અને તેની ભાષા શૈલી ગોઠવવામાં તમો ભાઇએ મને હિલોજાનીથી સંપુર્ણ મદદ આપી છે તેને માટે હું તમારો અંતઃકરણપૂર્વક આભારં માનું છું અને આપણા નિકટનો સંબંધ તથા પરમ મિત્રાચારીનો અનુબંધ સર્વદા સ્થપાઇ રહેવાના શુભ હેતુથી આ પુસ્તકની સાથે તમારૂ નામ જોડી તમને સ્નેહ તથા માનપૂર્વક અર્પણ કરૂં છું તે સ્વિકારશો.

લા૦ તમારો આભારી મિત્ર,

અંબાલાલ હીરજી ત્રવાડી.

કર્તા.

# પ્રસ્તાવના.

આ પુસ્તકની પહેલી આવૃત્તિ મુંબઇમાં અથવા બીજી કોઈ જગાએ, આ જાતનાં ખાસ પુસ્તકની ઘણી અગત્ય છતાં બનેલું નહી હોવાથી અને અત્રેના તથા મોફ્રુસીલના ઘણા ખરા વેપારીઓ તથા ખરીદદાર વેચનારાઓને જુદી જુદી જણસોની આપલે કરવાના અત્રે જુદા જુદા રીવાજોથી હરકત પડે છે. એવો સ્વાનુભવ થવાથી ઘણી મુદતથી દિલમાં તુરંગ ઉઠયા કરતો હતો કે આ બાબતનું કોઇ ખાસ પુસ્તક બન્યુ હોય કે જેમા ઘણી ખરી ચીજોના તોલનો સમાવેશ થતા તમામ હીસાબની રીતો તથા રીવાજ, અને; દરેક જાતના હીસાબના ગણેલા તૈયાર કોઠા કે જે આજ સુધી કોઇ રૂપે છપાઈ બહાર પડયા ના હોય તથા જણસોના જુદા જુદા તોલનું લીસ્ટ જેને આ ધારે વેપારીઓ પોતાના માલની આપલે કરવામાં ગફ્લત ખાય નહીં અથવા કોઇથી ઠગાય નહીં તો ઘણું સગવડ ભરેલું થઇ પડે.

આવા વિચાર હરવખત દિલમાં આવવાથી હમેશાં દિવસના કામકાજથી ફારગ થઈ રાતના અવકાશના વખતમાં મેહેનત લેઈ, જે હીસાબના કોઠા આ પુસ્તકમાં આપેલા છે તે પ્રથમ તૈયાર કર્યા બાદ

વીચાર કીધો કે ફકત એકલા કોઠાનીજ ચોપડી છપાવવાથી તોફકત માહિતગાર વેપારીઓનેજ સુગમ પડસે પણ બીજા અજાણ્યા માણુસોને તેમજ બહાર દેશાવરના વછીઆતો તથા વેપારીઓને તેની જોઈએ તેવી સગવડ પડશે નહીં વાસ્તે જુદા જુદા તોલનુ લીસ્ટ તથા તે તોલના હીસાબ કેમ ગણવા તેની સમજ સાથેની રીતો તથા અનુભવ મેલવવા સારૂ પરચુરણ હિસાબ પણ આપ્યા હોય તો આ પુસ્તક સર્વોપયોગી થાય એવી ધારણાથી પરમ મીત્ર ભાઈ ગોવરધનદાસ રણછોડભાઈ ત્રવાડી કે જેને મેં આ પુસ્તક સ્નેહ પુર્વક અરપણ કરેલું છે તેવણની સલાહ તથા મદદ લઇને આ પુસ્તક તઈયાર કર્યું છે.

માણુસ ખામીને પાત્ર છે, તો આ મારૂં પુસ્તક વગર ખામીનું અને પરિપુર્ણતા ભરેલું થયું છે એમ હુ ધારતો નથી અલબત એમાં કાંઇક ખામીઓ તથા અપુર્ણતા હશેજ તોપણ, જે પ્રયાસથી આ પુસ્તક મેં તયાર કરચું છે તે પ્રસાર થઈ લોકો તેનો સારો ઉપયોગ કરશે એટલે મારી મહેનત સફલ થઈ એમ માનું છુ.

આ પુસ્તક બનાવવાની પ્રેરણા કરવામાં તથા બીજા લીસ્ટ વિગેરે મેલવવા મારા શેઠજી ઈભરામજી પૂતાભાઇવાલાઓની સંપુર્ણ મદદ અને ઉતેજન મળ્યુ છે તેથી તે સાહેબોનો હું મોટો ઉપકાર માનું છું.

તેમજ જુદી જુદી ચીજોના તોલનું લીસ્ટ મેળવવામાં મી૦ મગનલાલ કહાનદાસે પોતાના અનુભવથી મને ઘણી ચીજોના તોલથી જાણીતો કીધો છે, તે ભાઇનો પણ મોટો આભાર માનું છું.

આ પુસ્તકની ત્રીજી આવૃતી થોડી મુદતમાં પુરી થવા બાદ કેટલીક હરકતોના લીધે આ ચોથી આવૃતી છપાવવામાં ઢીલ થઈ હતી પરંતુ ઘણા ગ્રાહકો અત્રેના તેમજ દેશાવરનાની માંગણી થવાથી આ ચોથી આવૃતી સુધારા સાથ તૈયાર કરી છપાવી બહાર પાડી છે.

બનતા સુધી સારી કાલજી રાખીને પુરૂફ તપાસેલાં છે અને તોપણ વખતે કાંઇ ભુલ રહી ગએલી જોવામાં આવે તો તે ઉપયોગ કરનાર ગૃહસ્થ સુધારી લેશે એવી ઉમેદ રાખું છું. અને આ પુસ્તકમાં કાંઈ પણ ખામી અથવા સુધારો વધારો કરવાનું કોઈ ગૃહસ્થને માલમ પડે અને તે મને જણાવશે તો તે ઉપયોગ સાથે સ્વિકારી આ પછીના આવૃતીમાં સુધારી વધારી લેવાને ચુકીશ નહી.

આ પુસ્તકમાં જે કોઠા આપવામાં આવેલા છે, તેના પષ્ટમા સમાવેશ થવા સારૂ ખાસ જીણાં ટાઇપનો ઉપયોગ કરવો પડયો છે, વાશતે કોઈ હરફ

ના ઉપડયો હોય અને તેથી હીસાબમાં ભુલ માલમ પડે તો તે કોઠાઓની સુચનાની કલમ ૭ મી માં જણાવ્યા પ્રમાણે બીજા સંબધી કોઠાઓથી સુધારી લેવી

જે જે તોલના તથા ખાંડીઓના હિસાબ ગણવામાં વધારે ગુંચવણ પડે છે તેવી જાતના તોલ તથા ખાંડીના નકી મણ તથા ખાંડીના કોઠા આપેલા છે અને જેનો હીસાબ સીધી રીતે જલદી થઇ શકે છે તેના કોઠા નહીં આપતાં ફકત રીતેજ દાખલા સાથે આપેલી છે.

મુંબઇ.
સંવત ૧૯૭૨ ફાગણ સુદી ૬ તા૦ ૧૧ મી મારચ સને ૧૯૧૬.

અંબાલાલ હીરજી ત્રવાડી.



# જાહેર ખબર.

## મુંબઈમાં ચાલતા જુદા જુદા તોલ અને હીસાબની રીત.

આ ચોપડીમાં મુંબઈના વેપારોને લગતા જુદા જુદા તોલ ખાંડી હંડરવેટ, પીકલ અને માપની પુરી માહેતી અને સહેલ સમજણ આપવામાં આવી છે.

વ્યાજ સરવે જાતનું અનાજની ઘટ કાપવાની રીત વીલાયતની હુંડી ગોલ ચોરસ લાકડા તથા મોતી ના હીસાબો રીતો અને દાખલાઓ આપવામાં આવ્યાછે

સરવે જાતના તોલ ખાંડી, હંદરવેટ, પીકલ વીગેરે ખાંડી, નકી મણના તૈયાર કોઠાઓ અને મુંબ ઇનું તેમજ દેશાવરનું તોલ કેટલું ઉતરે તેના પણ તૈયાર કોઠા આપેલા છે.

આ ચોપડીની પહેલી અને બીજી આવૃતીનો બોહલો ફેલાવો થવાથી આ ત્રીજી આવૃત્તિ છપાઇને બહાર પડી છે. તે વેપારીઓ અને ધંધો રોજગા રના શીખાઉ ઉમેદવારોને ઘણુંજ ઉપયોગી થઈ પડે એવી રીતનો સમાવેશ કરેલો છે.

કીમત રૂ ૧। પોસ્ટેજ ૦)—।। દેશાવર વી. પી. મોકલવા આવશે.

મુંબાઈ તા૦
માહે
શને

અંબાલાલ હીરજી ત્રવાડી
ઠે. શેઠ ઈબરામજી ફતાભાઈની
પેઢી ઉપર બહારકોટ મછાં બજાર
મુંબઇ.

# મુંબઈમાં ચાલતા

# ‌જૂદાજૂદા તોલ અને હિસાબની રીત.

---

**છંદ મનહર.**

ગજાનન ગણપતી, હોય સાહ્ય તારી અતિ;
પામું નિરમળિ મતિ, કરવા સુકાજને.
કરૂં વિવેકથી ગ્રંથ, સર્વ ઉપયોગી પંથ;
વાંચીને વીચારી કરો, યાદ કિરતારને.

વ્યવહારી અડચણો, દુર થવાને તમામ;
આરંભું હું ગ્રંથ, માગી સરસ્વતી સાહ્યને.
વદેશી ગણિત રીત, પુર્ણ વર્ણવું પુનિત;
શીઘ્રતાથી કામ, નિજ કરવા સુગ્રાહ્યને. ૧

**દોહરો.**

જયજયજય જગદીશ્વરા, દિન દિન દીન દયાળ;
કરજોડી, નમિને કરે, પ્રણિપત અંબાલાલ. ૧

# મુંબાઈના તોલ વિશે.

મુંબાઇમાં એક મણના ૪૦ શેર ગણાય છે, અને તે મણ અઠાવીશ રતલનો થાય છે. અને રતલ ૧) ના તોલા ૪૦ અને શેર ૧) ના તોલા ૨૮ પ્રમાણે ગણવામાં આવે છે. પણ **કાચા પાકા** તોલના હિસાબ ગણવામાં, મુંબાઇના એક શેરના ચાળીશ તોલા કાચાથી ગણુતરી કરવામાં આવે છે. જે રીત આગળ બતાવવામાં આવશે.

મુંબાઇમાં કેટલીએક જાતની રકમો મુંબાઈનાજ મણ અને શેરથી આપ-લે થાય છે, અને કેટલીએક રકમોમાં મુંબાઇના મણ અને તે ઉપર રતલથી તોલી આપવામાં આવે છે. તેવી વખતે હિસાબ કરવામાં અજાણ્યા માણસ વખતપર ગુંચવનીમાં પડે છે કે, મુંબાઇનો શેર તો અઠાવીશ તોલાનો થાયછે, ત્યારે હિસાબ કેમ કરવો? એવી જાતની ગુંચવણી દુર કરવાને તેની રીત જણાવવાની જરૂર છે કે, જ્યારે મુંબાઈના મણ ઊપર રતલ મુકીને તોલ કરવામાં આવ્યો હોય, ત્યારે કહેલા ભાવ પ્રમાણે મણનો હિસાબ કરી ઉપરના રતલના મુંબાઈના શેર કરવા, તેનું કોષ્ટક નીચે મુજબ :—

| | | | |
|---|---|---|---|
| ૧॥ રતલ = | ૨॥ શેર | ૭) રતલ = | ૦। મણ |
| ૩॥ રતલ = | ૫) શેર | ૨૮) રતલ = | ૧) મણ |

હવે રતલના શેર કરવામાં ઉપરના કોષ્ટક મુજબ પોણા બે રતલ આવે ત્યાંસુધી તો સીધી રીતે મુંબા-

ઈના ૨॥ શેર થઈ શકશે. પરંતુ તેથી ઓછા રતલ હોય તો તેના મુંબાઈના શેર બે રીતથી કરવામાં આવે છે. એકતો એક રતલ ઉપર ૧૨ તોલા અથવા ૦।= અધોળ (સાત અધોળ ચડાવવાથી શેરે ૦। તોલો વધુ ચડે છે તેથી કીમતી ચીજને વાસ્તે તો બાર તોલાજ ચઢાવવા) ચઢાવવાથી મુંબાઈનો શેર થાયછે. પણ યાદ રાખવું કે ચઢાવેલા તોલાના શેર કરતાં અઠાવીશથી ભાગણી કરવી. બીજી રીતથી કરવામાં એક રતલ ઉપર તોલા ૧૭ અને ૫॥ વાલ ચઢાવીને તેને ચાલીશથી ભાગીને શેર કરે છે.

## દાખલો.

ગુલાલ રાજાપુરી મણ ૫૧। ૧। રતલ દર રૂ. ૩॥ લેખેના કેટલા રૂપિયા થયા છે.

| | | |
|---|---|---|
| મણ. | રતલ. | ૧। |
| ૫૧। | ૧। | ૦॥૦॥ |
| ૩॥ રૂ.એ × | ૧૨ તોલાથી × | —— |
| —— | — | [શેર. ૧॥૦॥ મુંબઈનું શેર |
| ૧૭૮॥ | ૨૮) ૧૫ (૦॥૦॥મુંબઈનો૩॥ રૂ. | |
| ૦॥૧૨॥ | ૧૪ | —— |
| —— | — | ૮॥ |
| ૧૭૯॥૧૨॥રૂ. | ૧ | ૦॥ ૧॥ |
| ૦)૧૫॥ ૧। | ૧૬ | ૦॥ ૨। |
| | — | —— |
| | ૧૬ | ૬)૩॥ |
| | ૧૮ | ૨॥ |
| | — | —— |
| | ૨ | ૧૫॥૩॥ |
| | | ૧॥ |
| જવાબ રૂ. ૧૭૯॥ ૩)૧। | | દો. ૧૫॥૧। બ. |

ઉપરના દાખલામાં ૫૧ા મણને ૩ા રૂ. થી ગુણતાં રૂ. ૧૭૯ા= આવ્યા હવે ઉપરના ૧ા રતલના મુંબાઈના શેર કરવા સારૂ દર રતલે ૧૨ તોલા લેખે પંદર તોલા એટલે ૦ા શેર ૦ા અધોલ આવ્યા તે સવા રતલમાં ઉમેરતાં મુંબાઈના શેર ૧ાા ૦ા આવ્યા તેના જેટલે રૂપીએ મણ તેથી અઢી ગણે દોકડે શેરને હિસાબે દો, ૧૫ાા૧ા બદામ આવ્યા તે રૂ. ૧૭૯ા= માં ઉમેરતાં રૂ. ૧૭૯ાા ૩) ૧ા આવ્યા એ જવાબ.

## સુરતી મણ તથા શેર કરવા વીશે.

મુંબાઈના મણ અથવા શેરના સુરતી મણ અથવા શેર કરવા હોયતો તેને ૦ાા એ ગુણવા અને રતલના સુરતી શેર કરવા હોય તો એક રતલ ઉપર બે તોલા લેખે ચઢાવી, તેના અઠાવીશની ભાગણીથી શેર કરી, રતલમાં ઉમેરતાં જે આવે તે સુરતી શેર જાણવા; પણ યાદ રાખવું કે અઠાવીશે ભાગતાં જે તોલા રહે, તેના ૧ાા તોલાનું એક અધોલને હીસાબે અધોલાં કરવા.

## તોલ કાપવા વીશે.

મુંબાઇમાં જુદી જુદી જણશોની આપલે જુદા જુદા તોલથી થાય છે. જેમકે ચીનાઈ ડપોટાની ખાંડ સુરતી ૪૧ તોલથી વેચાય છે તેમજ હાથી દાંતનું વેચાણ સુરતી ૪૧ા તોલથી અને ચુનચુની સાકર સુરતી ૪૩ા તોલથી વેચાય છે. અને સેવરધન સોપારી, કાજુ કળીઆ વીગેરે મુંબઈના ૪૨ તોલથી વેચાય છે.

મુંબાઈમાં ઘણું કરીને તોલ ૪૧-૪૧।-૪૨-૪૩।-૪૪ ૪૫-૪૮-૫૦ એટલા તોલથી ઘણીખરી ચીજોના વેચાણનો સમાવેશ થઈ જાય છે. તેમાં ઘણીક જણસોમાં તો મુંબાઇના મણના સુરતી મણ કરીને તેનો તોલ કાપવામાં આવે છે. વાસ્તે જયાં સુરતી ચુમાલો અથવા સવાતેંતાલો વીગેરે તોલ કહેવામાં આવે ત્યાં મુંબાઈના મણના પ્રથમ આગળ બતાવેલી રીત મુજબ સુરતી મણ કીધા બાદ તોલ કાપવાની રીતથી તેના પાકા મણ કરી હિશાબ કરવો.

## તોલ કાપવાની રીત.

વેપારી લોકોમાં તોલ કાપવાની બે પ્રકારની રીત ચાલેછે. તેમાં જેને ગુણાકાર, ભાગાકાર, અને ત્રીરાશીકની સારી માહેતી હોયછે. તે લોકોએક રીતથી ગણેછે અને બાકીના બીજા પ્રકારની રીતથી ગણે છે. જે બંને પ્રકારની રીતો નીચે ખુલાશાબંધ જણાવવામાં આવીછે.

૧. જેટલા શેરનો પાકો તોલ કહયો હોય તે ગણવા સારૂ પ્રથમ કહેલા કાચા મણને ચાલીસે ગુણીને તેના શેર કરવા પછી તેને જેટલા શેરનો તોલ કહયો હોય તેટલાએ ભાગવાથી ભાગાકાર જે આવશે તે પાકા મણ જાણવા.

જો તોલ ૪૧।-૪૨-૪૪-૪૫ અથવા અડતાલો કરવાનો હોય તો ઉપર મુજબ ગુણાકાર ભાગાકારથી નહીં કરતાં કાચા મણમાંથી તેજ કાચા મણનો જો સવાએકતાલો હોય તો તેત્રીસમો ભાગ, બેંતાલો હોય

તો એકવીશમો ભાગ, ચુમાલો હોય તો અગીઆરમો ભાગ, પીસતાલો હોય તો નવમો ભાગ, અને અડતાલો હોય તો છઠો ભાગ બાદ કરવાથી જે બાદબાકી આવે તે પાકા મણ જાણવા.

૨. સાધારણ રીતે ઘણાખરા વેપારી લોકો ઉપરની રીત મુજબ તોલ નહી ગણતા બીજી રીતે આશરો ધારીને અંદરથી કાપીને હીસાબ ગણે છે. તેની રીત—

કહેલા કાચા મણને જેટલા શેરો પાકો તોલ કર વાનો હોય તે શેરમાંથી કાચા મણના ચાલીશ શેર બાદ કરતા ઉપરના જે બાકી શેર રહ્યા તેણે ગુણો (એટલે ૪૧ હોયતો ૧ થી ૪૨ હોય તો ૨ એ એ પ્રમાણે) આવેલા ગુણાકારને ચાલીશની ભાગણીથી મણ કરી, તે કહેલા કાચા મણમાંથી બાદ કરતાં જેટલા મણ રહે, તે પાકા મણનો આશરો જાણવો; પછી તે આવેલા આશરાના મણને ફરીથી ઉપર કહેલા શેરે ગુણી ચાલીસની ભાગણીથી મણ કરી તે આશરાના મણમાં ઉમેરતાં જે રકમ આવે તેને કહેલા કાચા મણમાંથી બાદ કરવા, જો બાકી શુન્ય આવે તો તે આસરાના મણ તેજ નકકી પાકા મણ થયા જાણવા, અને જો કંઇ બાકી રહે તો તે રહેલા મણ અથવા શેરને ઉપર કહેલીજ રીતથી ગુણાકાર કરી આશરો કાઢી ઉપર મુજબ ગુણી મુળ રકમની

બરોબર કરી લેવા અને આવેલો આશરો આગલના આશરાના મણમાં ઉમેરી દેવા અને આવેલાં આશરાના ગુણાકારની રકમ આગળના આશરાના ગુણાકારની રકમમાં ઉમેરવી પછી તે બધી રકમનો કુલ સરવાળો કરતાં જે રકમ આવે તે કહેલા કાચા મણની બરોબર થાય તો આશરાની બંને રકમ મલીને જે એક રકમ થઇ તે પાકા મણ જાણવા. જેમકે કાચા ૨૫) મણના તોલ ૪૨ થી પાકા મણ કરવા હોય તો પચીશને ઉપરના બેએ ગુણતાં પચાશ શેર આવ્યા તેને ચાલીશે ભાગતા સવા મણ આવ્યું તે પચીશ મણમાંથી બાદ જતાં બાકી પોણી ચોવીસ મણ રહયું તે પાકા મણનો આશરો આવયો તેને ફરીથી બેએ ગુણતાં સાડી સુડતાલીશ શેર એટલે ૧ મણ ૭ાા શેર થયું તે પોણી ચોવીસ મણમાં ઉમેરતાં ૨૪ાાા મણ ૭ાા શેર થયુ એટલે પચીશ મણની બરોબર થવામાં ૨ાા શેર બાકી રહયું તે અઢી શેરને બેએ ગુણતાં પાંચ તોલા એટલે ૦)= આવ્યું તે અઢી શેરમાંથી બાદ કરતાં બાકી શે. ૨ા= પાકાનો આશરો આવયો તેને ઉપર મુજબ ફરીથી ગુણતાં ૪ાાા તોલા આવયું તે આશરાના ૨ા= માં ઉમેરતાં લગભગ અઢી શેરમાં ૦ા તોલો કમ આવયું જો જણસ ભારી કીમતની હોય તો તે ૦ા તોલાના પણ વાલ કરી તેનું પાકું તોલ ઉપલી રીતે કાઢવું અને સાધારણ જાતની રકમમાંતો એવો ૦ા તોલો છોડી દેવામાં આવે છે.

## તોલ ૪૧ નો દાખલો.

તોલ ૪૧ કાપવો હોયતો ચાલીસે ગુણીને એકતાલીસે ભાગવા અથવા એક મણના ઉપર એક શેર. એક શેર ઉપર એક તોલો અને એક તોલે એક વાલ તોલનું અંદર થી કાપીને હિસાબ કરવો જેમ ૫૫ા મણને ૪ શેરનો તોલ ૪૧ થી હીસાબ કરવો હોય તો નીચે મુજબ:—

### પેહલી રીતથી.

મણ. શેર.

```
   ૫૫ા     ૪
   ૪૦
  ------
  ૨૨૦૦
    ૨૦
     ૪  મ. શે. તો.
  ------
૪૧)૨૨૪૪(૫૪)૯ાાા૦ા
    ૨૦૫  જવાબ.
   ------
    ૧૭૪
    ૧૬૪
   ------
     ૧૦
     ૪૦
   ------
 ૪૧)૪૦૦
    ૩૬૯
   ------
     ૩૧
     ૩૦ાાા
   ------
     ૦ા
```

## બીજી રીતથી

મણ. શેર. ૫૪) ૮। ૬ પાકા મણ
૫૫॥ ૪ ૧। ૪) ૮। ૬ પાકું તોલ
૧
૫૫॥ ૨॥ ૪। ૬
૪૦) ૫૫॥ ૪
મ. શે. તો. વા.
૧।૫૫॥ ૪ ૫૫॥ ૪) ૦ ૦
૫૫॥ ૪
૫૫॥ ૨॥ ૪। ૬
૧। ૫॥ ૪
૧। ૫॥ ૪ તોલ કાપ
૫૪)૮। ૬ આશરાના પાકા વાનું બાકી
૧ મણ.
૧।૪)૬ પાકાનું નકી તોલ.

શે. તો. વા. મ. શે. તો.
૧। ૫॥ ૪) કાચું. ૫૪) ૯॥ ૦। પાકું તોલ
૧। ૪) ૯॥
૦ ૧। ૫॥
રાના. ૫૫॥ ૪) ૦

૧। ૪) ૮॥ પાકા મણ આશ
૦ ૧। ૪। પાકું તોલ.
૧। ૫॥ ૨॥ સવા વાલની
કસર રહી

| પાકા મણ | પાકું તોલ. |
|---|---|
| મ. શે. તો. વા | મ. શે. તો. વા. |
| ૫૪) ૮। ૬ ૦ | ૧। ૪) ૮। ૬ |
| ૦ ૧। ૪ ૮॥ | ૦ ૦ ૧। ૪। |
| નકી પાકા મણ ૫૪) ૯॥ ૦। | ૧। ૪) ૯॥ ૦। |

મ. શે. તો.
જવાબ. ૫૪) ૯॥ ૦। નકી પાકા મણ

## તોલ ૪૧। નો દાખલો.

તોલ ૪૧। કાપવો હોય તો તેત્રીસમો ભાગ બાદ કરવો અથવા મણ એકે સવા શેર અને એક શેરે સવા તોલો અને એક તોલે સવા વાલ તોલનું અંદરથી કાપીને હીસાબ કરવો, જેમ ૬૧।।। મણ ૫) શેર તોલ ૪૧। થી પાકા મણ કેટલા ?

**પેહેલી રીતથી** **બીજી રીતથી**

મણ શેર મણ શેર મણ શેર

૩૩) ૬૧।।। ૫ (૧।।। ૫ પાકું તોલ. ૬૧।।। ૫

૩૩ ૧।

૨૮।।। ૫ ૭૬।

૨૪।।। ૬૧।।।૫ કાચા મ. ૦।।। ૭।।

૦· ૬।

૪) ૫ ૧।।। ૫ તોલ બા. ૪૦)૭૭ ૩।।।

૪૦ ૧।।। ૭। ૩।।।

૬૦ પાકા મ. ૬૧।।। ૫

૧૬૫ જવાબ. ૦·

૧૬૫ ૧।।। ૭। ૩।।।

૦૦૦ ૫૯।।। ૭।। ૬। આશરા ના મણ આવ્યા એટલે લગભગ ૬૦ મણ આવ્યા તથી ૬૦ નો તોલ કાપવો.

મણ

૬૦

૧।

૪૦)૭૫)૧।।। ૫ તોલ આ-

૭૫ વ્યું તેમાં ૬૦) ઉમેરતાં કચા મણ બરે બર થયા તેથી તે જવાબ ૬૦ પાકા મણ.

## તોલ ૪૨ નો દાખલો.

તોલ ૪૨ કાપવો હોયતો એકવીશમો ભાગ બાદ કરવો અથવા મણે બશેર, શેરે બે તોલા અને તોલે બે વાલ અંદરથી તોલનું કાપવું. જેમ ૩૩॥ મણ ૪) શેર તોલ ૪૨ થી પાકા મણ કેટલા ?

### પહેલી રીતથી.

મણ શે.

૨૧) ૩૩॥ ૪ ( ૧॥ ૪
૩૧॥
———
૨) ૪
૪૦
———
૮૪
૮૪
———
૦૦

૩૩॥ ૪
૦———
૧॥ ૪
———
૩૨) પાકા

**મણ જવાબ.**

### બીજી રીતથી.

મણ શે.

૩૩॥ ૪    ૩૨
૨    ૨)
———    ———
૪૦) ૬૭) ૮    ૪૦) ૬૪ (૧॥૪
૬૦
——
૪
———
૧॥૭)૮    ૧॥૪
૩૩॥૪    ૩૨
૦———————
૧૭॥૭)૮    ૩૩॥ ૮
———
૩૧॥॥ ૬॥૨) એટલે

લગભગ ૩૨ મણ થયું.

જવાબ ૩૨) મણ પાકા

## તોલ ૪૩૧ નો દાખલો.

તોલ ૪૩૧ કાપવો હોય તો ચાલીશે ગુણી સવાતેતાલીશે ભાગવા અથવા મણે ૩। શેર શેરે ૩। તોલા અને તોલે ૩। વાલ અંદરથી તોલનું કાપવું. જેમકે ૨૫॥। મણ ૮ શેર તોલ ૪૩૧ થી પાકા મણ કેટલા ?

**પેહેલી રીતથી.**

મણ શે.

૨૫॥। ૮
૪૦
———
૧૦૦૦
 ૩૦
 ૮
———
૪૩૧)૧૦૩૮(૨૪) **જવાબ.**

૮૬॥ પાકા મણ.
———
૧૬॥
૧૦
———
૧૬૦
 ૫
 ૮
———
૧૭૩
૧૭૩
———
૦૦૦

**બીજી રીતથી.**

મણ શે.

૨૫॥। ૮ ૨૪
૩। ૩।
——— ———
૭૫ ૭૨
૬। ૬
 ———
૨।≡ ૪૦)૭૮(૧॥।૮
૦॥≡॥ ———
૪૦)———
૮૪।—॥ ૧॥। ૮
——— ૨૪
૨)૪।—॥ ———
 ૨૫॥। ૮
૨૫॥। ૮
———
૨)૪।—॥
૨૩॥। ૩॥≡॥ લગ
ભગ ૨૪) પાકા મણ.

**જવાબ ) ૨૪ પાકા મણ**

# તોલ ૪૪ નો દાખલો.

તોલ ૪૪ કરવો હોય તો અગીયારમો ભાગ બાદ કરવો અથવા મણ ૪ શેર, શેરે ૪) તોલા અને તોલે ૪) વાલ અંદરથી તોલનું કાપવું. જેમકે—૩૧॥। મણ ૬ શેર તોલ ૪૪ થી પાકા મણ કેટલા ?

## પેહેલી રીતથી

મણ. શે.

૧૧)૩૧॥।)૬ (૨॥।)૬
૨૭॥
———
૪૦। ૬
૨॥। ૩૧॥। ૬
——— ———
૧॥ ૬ ૨॥। ૬
૪૦
——— ———
૨૯)મ.
૬૬ પાકા જવાબ.
૬૬
———
૦૦

## બીજી રીતથી.

મણ. શે.

૩૧॥। ૬ ૨૮॥।
૪ ૪
———૪૦)૧૧૫
૧૨૪ ———
૩ ૨॥। ૫
૦॥ ૪) ૨૮॥।
——— ———
૪૦)૧૨૭॥ ૪ ૩૧॥ ૫
———
૩)૭॥ ૪
——— ———
૩૧॥। ૬ ૩૧॥। ૬
,,——— ,,———
૩)૭॥ ૪ ૩૧॥ ૫
——— ———

| | |
|---|---|
| ૨૮॥૮। ૬) | ૦।) ૧ નું |
| એટલે લગભગ | કાપવાનું તે |
| ૨૮॥। મણ | પાકું ૧૦) |
| આવ્યુ. | શેર આવ્યું |

૨૮॥।
૦।
———
પાકા મ. જવાબ. ૨૯)

## તોલ ૪૫ નો દાખલો.

તોલ ૪૫ કાપવો હોય તો નવમો ભાગ બાદ કરવો અથવા મણે ૫ શેર, શેરે ૫) તોલા અને તોલે ૫) વાલ તોલનું અંદરથી કાપવું. જેમકે ૧૯ાા મણ ૭ાા શેર તોલ ૪૫ થી પાકા મણ કેટલા ?

**પેહેલી રીતથી.** **બીજી રીતથી.**

મણ શે. મણ શે. મણ મ.

૯) ૧૯ાા ૭ાા (૨) ૭ાા ૧૯ાા ૭ાા ૧૭ા ૧૭ા

૧૮ ૫ ૫ ૦ા

૧૯ાા૭ાા ૯૭ાા ૪૦)૮૬ા

૧૭ાા મ.

૧ાા ૭ાા — ૦ાા ૭ાા ૨)૬ા

૪૦ ૨)૭ાા ૪૦)૯૮ા ૭ાા ૧૭ા

૬૭ાા ૧૭ાા મણ પાકા ૨ા૮ા ૭ાા ૧૯ા૬ા

૬૭ાા **જવાબ.** ૧૯ાા ૭ાા ૧૯ાા ૭ાા

— —

૨ા૮ા ૭ાા ૧૯ા ૬ા

૧૭)૯)૨ાા ૦ા ૧ા

**લગભગ ૧૭ા મ. પાકું.**

૦)૧ા **જતાં ૦ા મણ પાકું આવયું.**

**જવાબ. ૧૭ાા મણ પાકા.**

## તોલ ૪૮ નો દાખલો.

તોલ ૪૮ કાપવો હોયતો છઠો ભાગ બાદ કરવો અથવા મણે ૮) શેર, શેરે, ૮) તોલા અને તોલે ૮) વાલ અંદરથી તોલનું કાપવું. જેમકે ૨૩) મણ, ૪) શેર તોલ ૪૮ થી પાકા મણ કેટલા ?

**પેહેલી રીતથી**

મણ શે.

૬)૨૩) ૪ (૩॥ ૪
૨૧
—
૨
૧॥
૦॥ ૪
૪૦
—
૨૪
૨૪
—
૦૦

૨૩)૪
—
૩॥ ૪
૧૯।

૧૯। પાકા મણ **જવાબ**

**બીજી રીતથી.**

મણ શે.

૨૩)૪
૮
—
૪૦)૧૮૪॥ ૨
—
૪॥ ૪॥ ૨
૨૩)૪
—
૪॥ ૪॥ ૨
—
૧૮। ૯)૮ લગ ભગ સાડા અરાડ મણ.

૧૮॥
૮
—
૧૪૪
૪
—
૪૦)૧૪૮
૩॥ ૮
૧૮॥
—
૨૨)૮
—
૨૩) ૪
—
૨૨) ૮
૦॥ ૬
૮
—
૦)૬
—
૦॥ ૬
—
૦) ૬
—
૦॥ પાકુ.

મ.
૧૮॥
૦॥
—
૧૯। પાકા મ.
**જવાબ.**

## તોલ ૫૦ નો દાખલો.

તોલ ૫૦ નો કરવો હોયતો પાંચમો ભાગ બાદ કરવો અથવા સવાએ ભાગવાથી પાકા મણ આવશે. જેમ કે ૩૩॥। મણ અને ૩॥। શેર તોલ ૫૦ થી પાકા મણ કેટલા ?

**પેહેલી રીતથી.** **બીજી રીતથી.**

```
    મણ  શે.                          મણ. શે.
૫)  ૩૩॥।  ૩॥।  (૬॥।  ०॥।  ૬।)   ૩૩॥।  ૩॥।   (૨૭)  ૩
    ૩०                             ૩૩॥।  ૩॥।
   ——          ૩૩॥।  ૩॥।          ———
    ૩॥।  ૩॥।  ——————               ००
    ૩॥।  ૩॥।   ૬॥।   ०॥।  જવાબ ૨૭) મ.  ૩) શેર.
   ———     ——————                            પાકા.
    ०   ०      ૨૭) મ  ૩ શે.
                    જવાબ.
```

---

સુચના—ઉપરના દાખલાઓમાં જે બીજી રીતથી એટલે અંદરથી આશરો ધારી તોલ કાપવામાં આવેલા છે તેમાં જેમ તોલની રકમ ચઢતી હોય તેમ આશરાની રકમ જે આવેલી હોય તેના પ્રમાણમાં થોડી વધારે કરીને ગણવાથી ઘડીએવારે આશરો નહી કાઢતાં જલદી જવાબ આવી જાએછે. જે આશરો આવ્યો તેજ ગણવું જોઇએ એમ કાંઇ નથી પણ જેમ બને તેમ જવાબ ખરો અને જલદી આવે તેમ નજર પહોંચાડી ગણવું જોઇએ.

## હિસાબ ગણવાની કુંચીઓ.

૧. જેટલે રૂપિએ મણુ તેથી અઢીગણે દોકડે શેર અને જેટલે આને મણુ તેથી અઢીગણી બદામે શેર

૨. જેટલા રૂપિઆનું મણુ તેટલા આનાનુ અઢી શેર.

૩. જેટલા રૂપિઆનું જેટલા મણુ તેટલા પૈસાનું તે મણુનાથી દશગણા અધોલ.

૪. જેટલા રૂપિઆનું જેટલા મણુ તેટલા દોકડાનું તે મણુથી સોલગણા તોલા ભાર.

૫. જેટલા રૂપિઆનું મણુ તેંટલી બદામે તોલા ભાર.

૬. જેટલે રૂપિએ રતલ તેથી અઢીગણે દોકડે તોલા ભાર.

૭. જેટલે રૂપિએ શેર તેટલા આને અધોલ.

૮. જેટલે રૂપિએ ખાંડી તેટલા આનાનું સવા મણુ.

૯. જેટલે રૂપિએ ખાંડી તેથી પાંચગણે દોકડે મણુ.

૧૦. જેટલા રૂપિએ ખાંડી તેટલા દોકડાનું આઠ શેર.

૧૧. જેટલે રૂપિએ ખાંડી તેથી બમણી બદામે શેર.

૧૨. જેટલે રૂપીએ હંદરવેટ તેટલે પાવલે મણુ.

૧૩. જેટલે રૂપિએ હંદરવેટ તેટલા આનાનું સાત રતલ.

૧૪. જેટલે રૂપિએ પીકલ તેટલે ૨૧ ગણે દોકડે મણુ.

૧૫ જેટલે રૂપિએ પીકલ તેટલે પોણે દોકડે રતલ
૧૬. જેટલે રૂપિએ પીકલ તેટલે દોકડે ક્યાટી.
૧૭. જેટલે રૂપિએ તોલો તેથી અઢીગણે દોકડે વાલ.
૧૮ જેટલે રૂપિએ ગજ તેટલા આનાનું દોઢ તસુ.
૧૯. જેટલે રૂપિએ હજાર તેથી દશગણે દોકડે સો-
અને તેટલે દોકડે દશ નંગ.

### મુંબઇમાં ચાલતા તોલનું કોષ્ટક.

| | |
|---|---|
| ૪૦ વાલ | =૧ તોલો. |
| ૧॥। તોલા | =૧ અધોલ. |
| ૨ અધોલ | =૧ નવટાંક. |
| ૨ નવટાંક | =૧ પાશેર. |
| ૪ પાશેર | =૧ શેર. |
| ૪૦ શેર અથવા ૨૮ રતલ | =૧ મણ |
| ૨૦ મણ | =૧ ખાંડી. |
| ૪ મ: અથવા ૧૧૨ રતલ | = ૧હંદર વેટ. |
| ૨૦ હંદરવેટ | = ૧ ટન. |

| | |
|---|---|
| ૫૨ તોલા | = ૧ ક્યાટી. |
| ૧૦૦ ક્યાટી અથવા ૧૩૩ રતલ | -૧પીકલ |

### મોતીના તોલનું કોષ્ટક.

| | |
|---|---|
| ૧૬ આના | = ૧ રતી. |
| ૨૪ રતી | = ૧ ટાંક. |

### મુંબઇમાં ચાલતા અનાજના ભરતનું કોષ્ટક.

| | |
|---|---|
| ૦॥ શેર | = ૧ ટીપરી. |
| ૨ ટીપરી | = ૧ શેર. |
| ૪ શેર | = ૧ પાલી. |
| ૧૬ પાલી | = ૧ ફરો. |
| ૮ ફરા | = ૧ ખાંડી. |

### નાણાંનું કોષ્ટક.

| | |
|---|---|
| ૩ પાઈ | = ૧ પૈસો. |
| ૪ પૈસા | = ૧ આનો. |
| ૧૬ આના | = ૧ રૂપિઓ. |
| ૧૦૦ દોકડા | = ૧ રૂપિઓ. |
| ૪ ફારદીંગ | =૧ પેની. |
| ૧૨ પેન્સ | =૧ શીલીંગ |
| ૨૦ શીલીંગ | =૧ પાઉન્ડ. |

### મોતીના હિસાબ ગણવામાં આવતું કોષ્ટક.

| | |
|---|---|
| ૧૬ બદામ | = ૧ દોકડો. |
| ૧૦૦ દોકડા | = ૧ ચવ,ટકો |
| ૧૩॥ ટકા | = ૧ રતી. |
| ૨૪ રતી | = ૧ ટાંક. |

## ચોરસ લાકડાંના હિસાબનું કોષ્ટક.

૧૨ ઇંચિ =૧ ફુટ
૧૨ ફુટ =૧ સ્કેવર ફુટ
૧૨ સ્કેવરફુટ=૧કયુબીક ફુટ
૫૦ કયુબીટફુટ=૧ ટન

## ગોળ લાકડાંના હિસાબ.

૧૬ આના =૧વીસવાસી.
૨૪ વીસવાસી=૧ વસો.
૨૪ વસા =૧ ખાંડી.

૧૨ નંગ = ૧ ડઝન
૧૨ ડઝન = ૧ ગ્રુસ
૧૨ ગ્રુસ = ૧ ગ્રે ગ્રુસ



# મુંબઈમાં ચાલતા જુદી જુદી જણસોના તોલનું લીસ્ટ.

| નંબર. | જણસનું નામ. | કયા તોલથી વેચાય છે ? |
|---|---|---|
| | **ક.** | |
| ૧ | કંકુ ... ... | મુંબઈનો તોલ ૪૨. |
| ૨ | કેસર ઉચું તથા હલકું | રતલથી |
| ૩ | કારી (ખુનદાણા) સફેદ | સુ. તો. ૪૪ |
| ૪ | કારી (ખુનદાણા) કાલા, | હંદરવેટથી, |
| ૫ | કેળાં કુકણી (ભુકો) | મું. ૨૨ મણની ખાંડી. |
| ૬ | કાજુ કળીઆ ... | મું. તો, ૪૨. |
| ૭ | કપુર પાકું ... ... | સુરતી મણથી. |
| ૮ | કપુર કાચું ... ... | મું. તો. ૪૨. |
| ૯ | કપુર કાચલી... ... | સુ. તો. ૪૪. |
| ૧૦ | કોકમ ... ... | મું. ૨૮ મણની ખાંડી. |
| ૧૧ | કોકમનું તેલ... ... | સુ. તો. ૪૪. |
| ૧૨ | કાથાનાં દોરડાં ગામઠી | મું. ૨૦ મણની ખાંડી. |
| ૧૩ | કાથાના દોરડાં મલબારી | સુ. ૨૧ મણની ખાંડી. |
| ૧૪ | કાથો ( ખાવાનો ) ... | મું. તો. ૪૨. |
| ૧૫ | કાથો સીંગાપુરી ... | મું. ૨૮ મણની ખાંડી. |
| ૧૬ | કરીઆતું ... ... | સુ. તો. ૪૪ |
| ૧૭ | કોડી મોટી... ... | મું. ૨૮ મણની ખાંડી. |
| ૧૮ | કોડી સંખલી... ... | શુ. તો. ૪૪. |
| ૧૯ | કાળીજીરી ... ... | સુ. તો. ૪૪ થી ખાંડી ૨૦ મણથી |
| ૨૦ | કુલીજન (પાનની જડ) | સુ. તો. ૪૪ (મણની. |
| ૨૧ | કુલીજન મલબારી ... | સુ. તો. ૪૪ ખાં. ૨૦ |
| ૨૨ | કાયફળ ... ... | સુ. તો. ૪૪ |
| ૨૩ | કાચકાં ... ... | સુ. તો. ૪૪ |

| નંબર. | જણસનું નામ. | કયા તોલથી વેચાય છે ? |
|---|---|---|
| ૨૪ | કમળ કાકડી ... | સુ તો. ૪૪ |
| ૨૫ | કઉચાં ... ... | સુ તો. ૪૪ |
| ૨૬ | કસુંબો ... ... | સુ. તો. ૪૪ |
| ૨૭ | કાચલી કોઠંમડાની ... | સું. ૨૧ મણની ખાંડી |
| ૨૮ | કેસુડાનાં ફુલ ... | સું. ૨૧ મણની ખાંડી |
| ૨૯ | કાકડીના બીજ ... | સુ. તો ૪૪ |
| ૩૦ | કડું રાશબંધ ... | સુ. તો. ૪૪ |
| ૩૧ | કડું સાફ કરીને ... | સુ. મણથી. |
| ૩૨ | કીરમજ ... ... | રતલથી |
| ૩૩ | કાંદા લાલ-સફેદ ... | સું. ૨૨ મણની ખાંડી |
| ૩૪ | કોલસા વીલાયતી ... | ટનથી |
| ૩૫ | કલાબનુ ખરો ... | ઓંસથી. |
| ૩૬ | કલાબનુ ખોટો ... | રતલથી. |
| ૩૭ | કસ્તુરી ... ... | તોલાથી [ ની ખાંડી |
| ૩૮ | કરમાંણી (છુવારો) ... | સુ. તો. ૪૪થી ૨૦ મણ |
| ૩૯ | કેવડાની જડ ... | સુ.તો૪૪થી૨૦મ. ખાંડી |
| ૪૦ | કોસીબબો ... ... | શુ.તો૪૪થી૨૦મ. ખાંડી |
| ૪૧ | કલુંજી ... ... | સુ. તો. ૪૪. |
| ૪૨ | કંપીલો ... ... | શુ. તો. ૪૪. |
| ૪૩ | કલુંબો ... ... | શુ. તો. ૪૪. |
| ૪૪ | કાસની ... ... | શુ. તો. ૪૪. |
| ૪૫ | કાસનીની જડ ... | શુ. તો. ૪૪. |
| ૪૬ | કમરકસ ... ... | શુ. તો. ૪૪. |
| ૪૭ | કાંકણેજ ... ... | શુ. તો. ૪૪. |
| ૪૮ | કુલફો ... ... | શુ. તો. ૪૪. |
| ૪૯ | કડાછાલ ... ... | શુ. તો. ૪૪. |
| ૫૦ | કટોલ ... ... | શુ. તો. ૪૪. |

| નંબર. | જણુશનું નામ. | કયા તોલથી વેચાય છે? |
| --- | --- | --- |
| ૫૧ | કોયા રસમ... ... | શુ. તો. ૪૪. |
| ૫૨ | કાળા દાણા ... ... | શુ. તો. ૪૪. |
| ૫૩ | કંતરી ઉન ... ... | શુ. તો. ૪૪. |
| ૫૪ | કોડી ખાર ... ... | રતલથી. |
| ૫૫ | કેરબો ... ... | રતલથી. |
| ૫૬ | કાચ કપડવંજી ... | મું. ૨૧ મણની ખાંડી |
| ૫૭ | કપાસીઆ ... ... | મું. ૨૮ મણની ખાંડી |
| ૫૮ | કોપરાંના મુડા તથા અડધીઆં ... | મુડા૧નીખાંડી ૦૧ મણ |
| ૫૯ | કોપરૂં ... ... | મું. ૨૨॥ મણની ખાં. |
| | **ખ.** | |
| ૬૦ | ખારેકના કપા ... | મું.મણ૨૯।૮શે.નીખાંડી |
| ૬૧ | ખારેકની ગુણો સર્વ જાતની ... ... | મું. ૨૮ મણની ખાંડી |
| ૬૨ | ખજુરનાં વાડીઆં તથા પાટલા સર્વ જાતના | મું. ૩૦ મણની ખાંડી |
| ૬૩ | ખજુર કાળી ... | સુ તો. ૪૪. |
| ૬૪ | ખાંડ મોરીસનાં સુરખાં (બારદાન દા. ૧) કે રતલ ૫) લેખે વટાવ ટકો ૧।) | હંદરવેટથી. |
| ૬૫ | ખાંડ વીલાયતી કોથળીની | હંદરવેટથી. |
| ૬૬ | ખાંડ બંગાલીની કોથળી બારદાન દા. ૧) રતલ ૨॥ લેખે વ. ટકો ૧।. | મું. મણ ૬ ની કોથળી |

| નંબર. | જણસનું નામ. | કયા તોલથી વેચાય છે ? |
|---|---|---|
| ૬૭ | ખાંડ ચીનાઈ ડપોટાની બારદાન દા. ૧) રતલ ૩) લેખે વ. ટકો ૧ા | શુ. તો. ૪૧ થી. |
| ૬૮ | ખારો પાપડીઓ ... | મું. ૨૧ મણુની ખાંડી. |
| ૬૯ | ખોરસાની અજમો ... | શુ. તો. ૪૪ |
| ૭૦ | ખડીઓખાર રાસબંધ... | શુ. તો. ૪૪ |
| ૭૧ | ખડીઓખાર સાફ કરીને | શુ. મણુથી. |
| ૭૨ | ખસખસના પોસ ... | શુ. તો. ૪૪ |
| ૭૩ | ખસખસ કાળી ... | શુ. તો. ૪૪ |
| ૭૪ | ખોળ ... ... | મું. ૨૧ મણુની ખાંડી. |
| ૭૫ | ખાખસીર ... ... | મું. તો. ૪૪ |
| ૭૬ | ખાપરીઉ ... ... | રતલથી |
| ૭૭ | ખોરસાની વજ ... | શુ. તો. ૪૪ |
| ૭૮ | ખતમી ... ... | શુ. તો. ૪૪ |
| ૭૯ | ખડ અબરામી ... | મુંડીનો ભાવ. |
| ૮૦ | ખુબાજી ... ... | શુ. તો. ૪૪ |
| ૮૧ | ખેરસાલ ... ... | રતલથી |
| ૮૨ | ખાખણનું તેલ ... | મું. મણુથા |

## ગ.

| | | |
|---|---|---|
| ૮૩ | ગોળના રવા સર્વ જાતના બારદાન વલતે ... | મું. ૨૧ મણુની ખાંડી. |
| ૮૪ | ગુગળ ... ... | મું. ૨૧ મણુની ખાંડી. |
| ૮૫ | ગંધક અમલસાર રશબંધ (કરીને | શુ. તો. ૪૪ |
| ૮૬ | ગંધક અમલસાર સાફ | શુ. મણુથા. |

| નંબર. | જણસનું નામ. | કયા તોલથી વેચાય છે ? |
| --- | --- | --- |
| ૮૭ | ગંધક વિલાયતી ... | હંદરવેટથી |
| ૮૮ | ગુલાલ રાજાપુરી વ. ટ. ૦ | મું. મણુથી |
| ૮૯ | ગુલાલ ગામઠી વ. ટકો ૧ા | સુરતી મણુથી |
| ૯૦ | ગોખરૂં ... ... | શુ. તો. ૪૪ |
| ૯૧ | ગુલાબનાં ફુલ ... | શુ. તો. ૪૪ |
| ૯૨ | ગુલખેરૂનાં ફુલ ... | શુ. તો. ૪૪ |
| ૯૩ | ગુંદર. ખેરી તથા બાવળીઓ (નીઓ | હંદરવેટથી. |
| ૯૪ | ગુંદર કઢાઇઓ તથા ચી. | શુ. તો. ૪૪ |
| ૯૫ | ગ્યાસલાઇટ તેલ ... | પેટીનો ભાવ |
| ૯૬ | ગોરૂચંદન ... ... | રતલ તોલ ૩૯ાા થી. |
| ૯૭ | ગુજર ..... | શુ. તો. ૪૪ |
| ૯૮ | ગુલેગોજબાંન ... | શુ. તો. ૪૪ |
| ૯૯ | ગાંજો ... ... | શુ. તો. ૪૨ |
| ૧૦૦ | ગરીઆનાંબીજ ... | રતલથી |
| ૧૦૧ | ગુલેહરમાંણી ... | શુ. તો. ૪૪ |
| ૧૦૨ | ગોવાગરી લાકડી ... | શુ. તો. ૪૪ |
| ૧૦૩ | ગુલેગાફ્સ ... ... | શુ. તો. ૪૪ |
| ૧૦૪ | ગારબી ... ... | હજારથી |
| ૧૦૫ | ગજપીપર ... ... | શુ. તો. ૪૪ |
| ૧૦૬ | ગુલે બાબુના... ... | રતલથી |
| ૧૦૭ | ગોપીચંદન ... ... | પોતાનો ભાવ. |
| ૧૦૮ | ગુલે ખતમી ... ... | રતલથી. |
| ૧૦૯ | ગલોનું સત્વ... ... | રતલથી. |
| ૧૧૦ | ગુવેબાદર ... ... | રતલથી. |
| ૧૧૧ | ગરમાલાની સીંગ ... | શુ.તો. ૪૪ખાંડી૨૦મ. |
| ૧૧૨ | ગંદો બેરજો... ... | શુ. તો. ૪૪ |

| નંબર. | જણસનું નામ. | ક્યા તોલથી વચાય છે ? |
|---|---|---|
| ૧૧૩ | ગુલકંદ ... ... | મુંબઈના મણથી. |
| ૧૧૪ | ગાકૃણ ... ... | સુ. તો. ૪૪) ખાંડી ૨૦ મણની. |
| | **ઘ.** | |
| ૧૧૫ | ઘોડાવજ ... ... | સુ. તો. ૮૪. |
| ૧૧૬ | ઘીઈ ... ... | મું. મણથી. |
| ૧૧૭ | ઘઉંલા રાશબંધ ... | સુ. તો. ૪૪. |
| | **ચ.** | |
| ૧૧૮ | ચોખાની ગુણ ... | મું. મણ ૬ ની ગુણનો. [ભાવ. |
| ૧૧૯ | ચારોલી ... ... | સુ. તો. ૪૪. |
| ૧૨૦ | ચંદરસ હાથાની તથા કણી. | સુ. તો. ૪૪. |
| ૧૨૧ | ચાહ .. ... | બાકસ તથા રતલથી. |
| ૧૨૨ | ચીકાકાઈ ... ... | સુ.તો.૪૪થી૨૦મ.ખાંડી |
| ૧૨૩ | ચાક ... ... | હંદરવેટથી. |
| ૧૨૪ | ચીમડ ... .. | સુ. તો. ૪૪. |
| ૧૨૫ | ચોપચીની ... ... | સુ. તો. ૪૪. |
| ૧૨૬ | ચીનીકબાલા .. | સુ. તો. ૪૪. |
| ૧૨૭ | ચીત્રક મુળ ... ... | સુ. તો. ૪૪. |
| ૧૨૮ | ચવક ... ... | સુ. તો. ૪૪. |
| ૧૨૯ | ચણોઠી લાલ ... | સુ. તો. ૪૪. |
| | **છ.** | |
| ૧૩૦ | છત્રી બધી જાતની ... | ડજનથી. |

| નંબર. | જણશનું નામ. | કયા તોલથી વેચાય છે ? |
|---|---|---|
| ૧૩૧ | છત્રી કાગળની ચીનાઈ | પેટીનો ભાવ. |
| | જ. ઝ. | |
| ૧૩૨ | જરદઆલુ ... ... | સુ. તો. ૪૪. |
| ૧૩૩ | જાયફળ ... ... | રતલથી. |
| ૧૩૪ | જાવંત્રી ... ... | રતલથી. |
| ૧૩૫ | જીરૂં મસકતી તથા જબલપુરી. [રાતી. | સુ. તો. ૪૪. |
| ૧૩૬ | જીરૂં મેવાડી તથા ગુજ. | સુ. તો. ૪૨. |
| ૧૩૭ | ઝેર કચોળાં ... ... | સુરતી તો. ૪૪ ખાંડી ૨૦ મણની. |
| ૧૩૮ | જમાલ ગોટા ... | સુ. તો. ૪૪. |
| ૧૩૯ | જેઠીમધ ... ... | સુ. તો. ૪૪ ખાં. ૨૦ મણની. |
| ૧૪૦ | જેઠીમધનો શીરો ... | રતલથી. |
| ૧૪૧ | ઝેરી ટોપરૂં ... ... | સુ. તો. ૪૪. |
| ૧૪૨ | ઝેરી ગોટલી ... ... | સુ. તો. ૪૨. |
| ૧૪૩ | જરસ ... ... | સુ. તો. ૪૪. |
| ૧૪૪ | જીરૂં સફેદ ... ... | સુ. તો. ૪૪. |
| ૧૪૫ | ઝેરી નારીએળ ... | નંગ ૧ નો ભાવ. |
| ૧૪૬ | જટામાસી ... ... | સુરતી મણથી. |
| ૧૪૭ | જવખાર ... ... | રતલથી. |
| ૧૪૮ | જુફો ... ... | સુ. તો. ૪૪. |
| ૧૪૯ | જગાલ આંગરાઈ પડીકાં | રતલથી. |
| ૧૫૦ | ઝેરમોરો ... ... | રતલથી. |
| ૧૫૧ | જુન ... ... | રતલથી. |
| ૧૫૨ | જનારદન ધુપ ... | રતલથી. |

| નંબર. | જણસનું નામ. | કયા તોલથી વેચાય છે ? |
|---|---|---|
| | ટ. | |
| ૧૫૩ | ટંકણખાર ... ... | શું તો. ૪૪. |
| | ડ. | |
| ૧૫૪ | ડામરનાં પીપ ... | મું. મણથી. |
| | ત. | |
| ૧૫૫ | તજ (દાલચીની) ... | રતલથી. |
| ૧૫૬ | તમાલપત્ર .. | સુ તો. ૪૪ ખાં. ૨૦ મ. |
| ૧૫૭ | તેલ તલનું .. | મું. મણથી. |
| ૧૫૮ | તેલ કોપરાનું ... | મું. મણથી. |
| ૧૫૯ | તેલ એરંડાનું તથા કણજીનું તથા ડોલીંગે ... | મું મણથી. |
| ૧૬૦ | તેલ તજનું . ... | કયાટીથી. |
| ૧૬૧ | તેલ પેપરમીટનું ... | કયાટીથી. |
| ૧૬૨ | તેલ બદામનું .. | રતલથી. |
| ૧૬૩ | તેલ લવીંગનું ... | રતલથી. |
| ૧૬૪ | તુકમરીઆં ... | શું તો. ૪૪. |
| ૧૬૫ | તાર(ડામર)લાલતથા કાલો | મું મણથી. |
| ૧૬૬ | તાપીઓ . . | હંદરવેટથી [ભાવ. |
| ૧૬૭ | તંબાકુ ગાંસડીની .. | મણ ૧૪ ની ગાંસડીને |
| ૧૬૮ | તુકમા બાલુગા. ... | શુ. તો ૪૪. |
| ૧૬૯ | તુંદરી સફેદ લાલ ... | શુ. તો. ૪૪. |
| ૧૭૦ | તરાએ માણ ... | શુ. તો. ૪૪. |

| નંબર. | જણસનું નામ. | કયા તોલથી વેચાય છે ? |
|---|---|---|
| ૧૭૧ | તેજબળ ... ... | મું. મણથી. |
| ૧૭૨ | ત્રીફળા ... ... | શુ. તો. ૪૪. |
| ૧૭૩ | તુકમે .. .. | શુ. તો. ૪૪. |
| ૧૭૪ | તુરબત . . | રતલથી |
| | **દ.** | |
| ૧૭૫ | દરાખ કાળી . | મું. તો. ૪૨ |
| ૧૭૬ | દરાખ (મવેજ) .. | શુ. તો. ૪૨. |
| ૧૭૭ | દગડ ફુલ મોટા બારદાન સાથે એંતાલો તોલ કાપીને. | હંદરવેટથી |
| ૧૭૮ | દગડ ફુલ નાનાં ... | શુ. તો. ૪૪. |
| ૧૭૯ | દીકામાળી ... ... | શુ. તો. ૪૪. |
| ૧૮૦ | દેવદાર ... .. | શુ. તો. ૪૪. |
| ૧૮૧ | દાડમની છાલ ... | શુ. તો. ૪૪. |
| ૧૮૨ | દમણો ... .. | શુ. તો. ૪૪. |
| ૧૮૩ | દરૂનજ ... .. | રતલથી. |
| ૧૮૪ | દારૂ હળદર .. .. | શુ. તો. ૪૪. |
| | **ધ.** | |
| ૧૮૫ | ધાણા તોલીને .. | મું. ખાંડી ૧૧ મણની. |
| ૧૮૬ | ધાણા ભરીને... ... | આઠ ફરાની ખાંડી. |
| ૧૮૭ | ધાવડીનાં ફુલ ... | શુ. તો. ૪૪ થી ૨૦ મણની ખાંડી. |

| નંબર. | જણસનું નામ. | કયા તોલથી વેચાય છે ? |
|---|---|---|
| | **ન.** | |
| ૧૮૮ | નેતર ... ... | હંદરવેટથી. |
| ૧૮૯ | નાગકેસર રાતું | સું. ખાંડી ૨૧ મણ. |
| ૧૯૦ | નાગકેસર કાળું | સુ. તો ૪૪થી ૨૦ મણની ખાંડી. |
| ૧૯૧ | નવસાગર ... ... | સુ. તો. ૪૪થી [ની ખાંડી. |
| ૧૯૨ | નસોતરના મુળ ... | સુ. તો. ૪૪થી ૨૦ મણ |
| ૧૯૩ | નીરગુંડી (બીસવાહીન) | સુ. મણથી |
| ૧૯૪ | નરલવીંગ ... ... | સુ. તોલ ૪૨. |
| ૧૯૫ | નરમળી ... .. | સુ. તોલ ૪૪ |
| ૧૯૬ | નખલા .. | સુ. તોલ ૪૪ |
| ૧૯૭ | નીલુફૂળ ... ... | શુ. તોલ ૪૪ |
| ૧૯૮ | નરકચોલુ ... ... | સુ. તોલ ૪૪ |
| | **પ.** | |
| ૧૯૯ | પસતાંનો મગજ ગામઠી | સુ. તોલ ૪૨ |
| ૨૦૦ | પસતાનો મગજ કાબુલી | સુ. તોલ ૪૪ |
| ૨૦૧ | પીપરી મુળ સર્વે જાતનાં. | સુ. તોલ ૪૪ |
| ૨૦૨ | પીપર બંગાળી ... | સુ. તોલ ૪૪ |
| ૨૦૩ | પતંગનાં લાકડાં સીંગાપુરી. | સુ. ખાંડી ૨૮ મણની |
| ૨૦૪ | પતંગના લાકડાં મલબારી | મુ. ખાંડી ૨૧ મણની |
| ૨૦૫ | પેચક સોનેરી તથા રૂપેરી | કોડીથી ભાવ થાયછે એક સદામાં નંગ ૭૨ આવેછે |
| ૨૦૬ | પારો (બાટલો સુરતી મણ ૨) અને ૧) રતલ. | સુ. મણ ૧ નો ભાવ. |

| નંબર. | જણસનું નામ. | ક્યા તોલથી વેચાય છે ? |
|---|---|---|
| ૨૦૭ | પીત પાપડા... ... | સુ. તોલ ૪૪ |
| ૨૦૮ | પડવાસ | સુ. તોલ ૪૪ |
| ૨૦૯ | પસતાના ફુલ (ભુજગંધ | સુ. તોલ ૪૪ |
| ૨૧૦ | પડોપાંદડી ... .. | સુ. તોલ ૪૪ |
| ૨૧૧ | પુવંડીઆના બીજ .. | શુ. તોલ ૪૪ |
| ૨૧૨ | પીપળપાન | રતલથી |
| ૨૧૩ | પીપરા મોરા સીંગાપુરી | શુ. તોલ ૪૪ |
| ૨૧૪ | પીપર શુવાલી | શુ. તોલ ૪૪ |
| ૨૧૫ | પાષાણ ભેદ પથરીઓ... | શુ. તોલ ૪૪ |
| ૨૧૬ | પીલ પાપડો... .. | સુ. તોલ ૪૪ |
| ૨૧૭ | પંદર પોટા ... ... | સુ. તોલ ૪૪ |
| ૨૧૮ | પાદપડીઓ ધુપ | સુરતી મણથી |
| ૨૧૯ | પુનરનવા . | શુ. તોલ ૪૪ |
| ૨૨૦ | પાક્જિર . | રતલથી |
| ૨૨૧ | પદમકનાં લાકડાં . | શુ. તોલ ૪૪ |
| ૨૨૨ | પપીતા ... | રતલથી |
| ૨૨૩ | પથેરસેલી ઉન ... | રતલથી |
| ૨૨૪ | પેગમબરી નવસાગર . | રતલથી |
| ૨૨૫ | પરવાળાની ડાંખલી . | રતલથી |
| ૨૨૬ | પરવાળાના ગાંઠા | શુ. તોલ ૪૪ |
| ૨૨૭ | પાત્રિદર (ગટરનો) | પીપનો ભાવ |

## ફ.

| | | |
|---|---|---|
| ૨૨૮ | ફટકડી બારદાન વળતે . | મુ. ખાંડી ૨૮ મણની |
| ૨૨૯ | ફટકડી રાતી | સુરતી તોલ ૪૪ |
| ૨૩૦ | ફરફીઆન ... ... | રતલથી |

| નંબર. | જણસનું નામ. | કયા તોલથી વેચાય છે ? |
|---|---|---|
| ૨૩૧ | ફુદીનો (સુકો) ... | શુ. તો. ૪૪ |
| ૨૩૨ | ફરંદેમુશક ... ... | શુ. તો. ૪૪ |
| ૨૩૩ | ફુદીનાનું તેલ ... | રતલથી |
| ૨૩૪ | ફટાકાની પેટી .. | પેટીનો ભાવ |
| | **બ.** | |
| ૨૩૫ | બદામની ગુણ | શુ. તો. ૪૨ |
| ૨૩૬ | બદામ કાગદી | શુ. તો. ૪૪ [ની ભાવ. |
| ૨૩૭ | બદામનાં ફ્પા .. | શુ. ૧ાામ. નો.૧મ. પાકા |
| ૨૩૮ | બેહેડાં ... .. | શુ.તો.૪૪થીર૦મ.નીખાં |
| ૨૩૯ | બારદાનના મુસલાં .. | મું. મણથી |
| ૨૪૦ | બારદાનની ગુણ ... | સો નંગનો ભાવ |
| ૨૪૧ | બાદીઆન . .. | શુ. તો. ૪૪ |
| ૨૪૨ | બટેટા ... | મું. ખાંડી ૨૧ મણની |
| ૨૪૩ | બોદાર ... | શુ. મણથી |
| ૨૪૪ | બદામનો મગજ ગામઠી | શુ. તો. ૪૨ |
| ૨૪૫ | બદામનો મગજ કાબુલી | શુ. તો. ૪૪ |
| ૨૪૬ | બંગડી ખાર .. | શુ. તો. ૪૪ |
| ૨૪૭ | બીજબંધ . . | શુ. તો. ૪૪ |
| ૨૪૮ | બાળતંગ ... .. | રતલથી |
| ૨૪૯ | બીલીનો ગરભ ... | શુ. તો. ૪૪ |
| ૨૫૦ | બરાસની કીટી ... | રતલથી |
| ૨૫૧ | બરાસ કપુર ( સાચો ભીમસેની ) | રતલથી |
| ૨૫૨ | બરાસ ખોટો ચીના પડીકાં | રતલથી |

| નંબર. | જણસનું નામ. | કયા તોલથી વેચાય છે ? |
|---|---|---|
| ૨૫૩ | બાવચી ... ... | શુ.તો.૪૪થી૨૦મ.નીખાં |
| ૨૫૪ | બોનબોન (શીશી) ... | નંગ અથવા દજનથી |
| ૨૫૫ | બાલદાના ... .. | શુ. તો. ૪૪ |
| ૨૫૬ | બાદરંગબોયા .. | શુ. તો. ૪૪ |
| ૨૫૭ | બરગેસ સદાપ ... | રતલથી |
| ૨૫૮ | બુજદાન ... ... | શુ. મણ |
| ૨૫૯ | બાદાવરદ ... | શુ. તો. ૪૪ |
| ૨૬૦ | બમનસરૂક ... ... | શુ. તો. ૪૪ |
| ૨૬૧ | બમન સફેદ... .. | શુ. તો. ૪૪ |
| ૨૬૨ | બાફલી . . ... | શુ. તો. ૪૪ |
| ૨૬૩ | બુરીહરમાણી | શુ. તો. ૪૪ |
| ૨૬૪ | બનપસા | શુ. તો. ૪૪ |

## ભ.

| | | |
|---|---|---|
| ૨૬૫ | ભીલામાં .. | મું. ખાં. ૨૫ મણની |
| ૨૬૬ | ભીંડી ... | મું. ખાં. ૨૧ મણની |
| ૨૬૭ | ભાંગ .. | શુ. તો. ૪૨ |
| ૨૬૮ | ભારંગ .. ... | શુ. તો. ૪૪ |
| ૨૬૯ | ભોજપત્ર ... ... | મું. મણથી |
| ૨૭૦ | ભરમી ... ... | શુ. તો. ૪૪ |
| ૨૭૧ | ભોંયસીંગ (મગફળી) ... | શુ. તો. ૪૪ થી ૨૦ મ. ની ખાંડી તથા ખાંડી ૨૯ા મણ ૬ શેરની |
| ૨૭૨ | ભોંયસીંગના દાણા ... | મું. ખાં. ૨૦ મણની |

| નંબર. | જણુશનું નામ. | કયા તોલથી વેચાય છે? |
|---|---|---|
| | **મ.** | |
| ૨૭૩ | મોરથુથુ ... ... | સુ. તો. ૪૪ |
| ૨૭૪ | માજુફળ રાશબંધ ... | સુ. તો. ૪૪ |
| ૨૭૫ | માજુફળ છુટક ... | શુ. મણથી. |
| ૨૭૬ | મુગલાઈ એદાણા . | શુ. તો. ૪૪ |
| ૨૭૭ | મનસળ ... ... | શુ. તો. ૪૪ |
| ૨૭૮ | મળીઆગર ચંદન ... | શુ. તો. ૪૪ |
| ૨૭૯ | મેદા લકડી .. . | શુ. તો. ૪૪ |
| ૨૮૦ | મજીઠ રાશબંધ .. | શુ. તો. ૪૪ |
| ૨૮૧ | મજીઠ સાફ કરીને ... | શુ. મણથી |
| ૨૮૨ | મીણ .. .. | મુ. તો. ૪૨ |
| ૨૮૩ | મીણબતી ... . | બાકસનો તા. પડીકાંનો ભાવ |
| ૨૮૪ | મધ ... ... | મુ. તો. ૪૨ |
| ૨૮૫ | મીઠલ ... ... | શુ. તો. ૪૪ થી ૨૦ મ. ની ખાંડી |
| ૨૮૬ | મુરદારસીંગ ... .. | શુ. મણથી |
| ૨૮૭ | મોચરસ ... ... | શુ. તો. ૪૪ |
| ૨૮૮ | મરવી ... ... | શુ. તા. ૪૪ |
| ૨૮૯ | મોરપીંછ ... .. | હંદરવટથી |
| ૨૯૦ | મામીરાન ... ... | રતલથી |
| ૨૯૧ | મરડાસીંગ ... ... | શુ. તો. ૪૪ |
| ૨૯૨ | માલકાકણી ... ... | શુ. તો. ૪૪ |
| ૨૯૩ | મીઠું વિલાયતી .. | હંદરવટથી |
| ૨૯૪ | મક્કો ... ... | શુ. તો. ૪૪ |
| ૨૯૫ | મદનમસ્ત ... ... | મુ. મણથી |

| નંબર. | જણસનું નામ. | કયા તોલથી વેચાય છે ? |
|---|---|---|
| ૨૯૬ | મુંબાઈ (મોમીઆઈ) ... | તોલાથી |
| ૨૯૭ | મુંગુસ્તાન | રતલથી |
| ૨૯૮ | મરી કાળાં | મું. ખાં. ૨૧ મણના |
| ૨૯૯ | મરી સફેદ . | મું. તો. ૪૨ |
| ૩૦૦ | મુસળી કાળી તથા ધોળી | શુ. તો. ૪૪ |
| | **ર.** | |
| ૩૦૧ | રેશમ કાચું સફેદ . | મું. ના મ. ૧ નું શેર ૧૫ પાકુ તેનો એક શેરનો ભાવ |
| ૩૦૨ | રેશમ કાચુ રંગીન . | રતલથી |
| ૩૦૩ | રેશમ ચીનાઈ પાકું દોરીનુ | કયાટીથી |
| ૩૦૪ | રોહીસાનું તેલ | મુ. ના મ. ૧ નું શેર ૧૫ પાકું તેનો શેર એકનો ભાવ |
| ૩૦૫ | રાજનનાં પીપ .. | મું. મણથી |
| ૩૦૬ | રંગ સર્વ જાતનો શુકો | રતલથી |
| ૩૦૭ | રંગ આલનો ( પ્રવાહી ) | રતલથી |
| ૩૦૮ | રેવંચીનો શીરો ... | રતલથી |
| ૩૦૯ | રાળ . | મું. મણથી |
| ૩૧૦ | રસવંતી . . | શુ. તો. ૪૪ |
| ૩૧૧ | રામપતરી . . | શુ. તો. ૪૪ થી ૨૦ મ. ની ખાંડી |
| ૩૧૨ | રસકપુર . . .. | શુ. શેરનો ભાવ |
| ૩૧૩ | રોમામસ્તકી.. ... | રતલથી |

| નંબર. | જણસનું નામ. | કયા તોલથી વેચાય છે ? |
|---|---|---|
| ૩૧૪ | રેવંચાની લાકડી ... | શુ. મણથી |
| ૩૧૫ | રાસના ... ... | શુ. તો. ૪૪ |
| ૩૧૬ | રસસીંદુર ... ... | રતલથી |
| ૩૧૭ | રાજ હંસ ... ... | શુ. તો. ૪૪ |
| ૩૧૮ | રંગ બાસતો ... | શુ. તો. ૪૪ |
| ૩૧૯ | રતનજોધ ... ... | શુ. તો. ૪૪ |
| ૩૨૦ | રસેઅજબા ... ... | શુ. તો. ૪૪ |
| ૩૨૧ | રતાંજળી ( લાલ ચંદન ) | શુ. તો. ૪૪ |
| ૩૨૨ | રણુગબીજ ... ... | રતલથી |
| ૩૨૩ | રાજગરો ... .. | સુ. તો. ૪૪ |

## લ.

| | | |
|---|---|---|
| ૩૨૪ | લવીંગ ... | શુ. તો. ૪૨ |
| ૩૨૫ | લોબાન સર્વ જાતના ... | શુ. મણથી |
| ૩૨૬ | લાલ મરચાં ... | મું. ખાંડી ૨૧ મણની |
| ૩૨૭ | લાખ ચપડી ... | મું. તો. ૪૨ |
| ૩૨૮ | લાખ સીંગાપુરી ... | શુ. તો. ૪૪ |
| ૩૨૯ | લસણ ... ... | મું. ૨૧ મણની ખાંડી |
| ૩૩૦ | લીંબડાની છાલ ... | શુ. તો. ૪૪ |
| ૩૩૧ | લીલુફળ (નીલુ ફળ) ... | શુ. તો. ૪૪ |
| ૩૩૨ | લીંબુ સુકાં ... .. | શુ. તો. ૪૪ |

## વ.

| | | |
|---|---|---|
| ૩૩૩ | વરીઆળી (સોંફ) બારદાન માલમાં ... ... | શુ. તો. ૪૨ |
| ૩૩૪ | વાંસકપુર ( વંશલોચન ). | રતલથી |

| નંબર. | જણસનું નામ. | કયા તોલથી વેચાય છે ? |
|---|---|---|
| ૩૩૫ | વાએવડીંગ ... ... | મું. ખાં. ૨૧ મ. ની |
| ૩૩૬ | વાપુખા ... ... | શુ. તો. ૪૪ |
| ૩૩૭ | વાળો સુગંધી (ખસ) ... | શુ. તો. ૪૪ |
| ૩૩૮ | વડગુંદાં ... ... | મું. મણ ૧૫ નો ભાવ |
| ૩૩૯ | વખમો ... ... | રતલથી |
| ૩૪૦ | વછનાગ ... ... | શુ. મણ |
| | **શા.** | |
| ૩૪૧ | શ્રીફળ ... ... | ૧૨૫ નાં એકસો પાકા મુજબ ૧૦હજારનો ભાવ |
| ૩૪૨ | શ્રીફળ ગોવાઈ ... | ૧૧૦ ના એકસો પાકા મુજબ ૧ હજારનો ભાવ |
| ૩૪૩ | શુખડનું તેલ ... | રતલથી |
| ૩૪૪ | શુખડનાં લાકડાં .. | મું. તો. ૪૨ |
| ૩૪૫ | સીંદુર ... ... | હંદરવેટથી |
| ૩૪૬ | સફેદો ... ... | હંદરવેટથી |
| ૩૪૭ | સાજીખાર ... .. | મું. ખાં. ૨૮ મણની |
| ૩૪૮ | શાહજીરૂ ... .. | શુ. તો. ૪૪ |
| ૩૪૯ | સોપારી સેવરધન ... | મુ. તો. ૪૨ |
| ૩૫૦ | સોપારી ચીકણી વગેરે... | મું. ખાં. ૨૧ મણની |
| ૩૫૧ | સીંધવખાર (સીંધ લુણ) | મું. ખાં. ૨૮ મણની |
| ૩૫૨ | સોમળખાર ... ... | શુ. તો. ૪૪ |
| ૩૫૩ | સુંઠ ધોએલી... .. | હંદરવેટથી |
| ૩૫૪ | સુંઠ બંગાલી... ... | મું. ખાં. ૨૧ મણની |
| ૩૫૫ | સોનામુખી ... ... | હંદરવેટથી |
| ૩૫૬ | સોનામુખી ...(દગડા) ... | સુ. તો. ૪૪ |

| નંબર. | જણસનું નામ. | કયા તોલથી વેચાય છે ? |
|---|---|---|
| ૩૫૭ | સાકર ચુનચુની ... | સુ. તો. ૪૩ |
| ૩૫૮ | સાકર ગાંમઠી ... | મું. મણથી. [ભાવ. |
| ૩૫૯ | સુરોખાર ... ... | મું. ૬ મ. ની કોથળીનો |
| ૩૬૦ | સાલમ સર્વ જાતની ... | રતલથી. |
| ૩૬૧ | સાલમ લસણીઆ ... | સુ. તાલ ૪૪ |
| ૩૬૨ | શીંગડાં ... ... | હંદરવટથી |
| ૩૬૩ | સાબુચોખા ... ... | પીકલથી. |
| ૩૬૪ | સુતળી કાચી... ... | મું. મણથી. |
| ૩૬૫ | સુતળી પાકી... ... | શુ. મણથી |
| ૩૬૬ | સુતળી વીલાયતીબંડળ... | રતલથી |
| ૩૬૭ | સુવા ... ... | મું. ખાં. ૧૫ મણની |
| ૩૬૮ | સોરંગી (આલ) ... | સુ. તોલ ૪૪ |
| ૩૬૯ | સરસ ... ... | સુ. તોલ ૪૪ |
| ૩૭૦ | સમુદર ફીણ ... ... | હંદરવેટથી. |
| ૩૭૧ | શીલારસ ... ... | શુ. મણથી |
| ૩૭૨ | સાબુ કપડવંજી ... | હંદરવેટથી. |
| ૩૭૩ | સીમીટ ... ... | પીપ નંગ ૧) હં. ૧) નો |
| ૩૭૪ | સોડા ખાર ... ... | પીપ નંગ ૧) હં. ૧) નો |
| ૩૭૫ | સુરમાના પીપ ... | શુ. તો. ૪૪ |
| ૩૭૬ | શણ ... ... | મું. ખાં. ૨૧ મણના |
| ૩૭૭ | સીપીસતા ... ... | મું. મણથી |
| ૩૭૮ | શતાવલી ... ... | સુ. તો. ૪૪ [ખાંડી. |
| ૩૭૯ | સંચળખાર ... ... | સુ. તો. ૪૪ થી ૨૦ મ.ની |
| ૩૮૦ | સીંગોડાં ... ... | શુ. તો. ૪૪ |
| | **હ.** | [ખાંડી. |
| ૩૮૧ | હલદર સરવે જાતની ... | મું. ખાંડી ૨૧ મણની |

| નંબર. | જણસનું નામ. | કયા તોલથી વેચાય છે ? |
|---|---|---|
| ૩૮૨ | હીંગળોકના પડીકાં ... | પડીકાંનો ભાવ |
| ૩૮૩ | હીંગળો કાચો ... | શુ. મણથી |
| ૩૮૪ | હીરાકસી ... ... | હંદરવેટથી |
| ૩૮૫ | હરડાં ... ... | મું. ખાંડી ૨૫ મણની |
| ૩૮૬ | હીરાબોળ ... ... | શુ. તો. ૪૪ થી |
| ૩૮૭ | હીંગ ... ... | શુ. તો. ૪૪ |
| ૩૮૮ | હીંગડો ... ... | શુ. તો. ૪૪ |
| ૩૮૯ | હીંગડાનાં વાડીઆં ... | મું. ૧૦૦ મ. નું ૬૦ મ. પાકુ મણ ૧ નો ભાવ |
| ૩૯૦ | હીંગ કંદહારી છુટીદાણાની | બંગાળી મણ ૧ નો ભાવ |
| ૩૯૧ | હડતાળ દગરી ... | સુ. તો. ૪૪ |
| ૩૯૨ | હીમજી હરડે ... | મું. ૨૧ મણની ખાંડી |
| ૩૯૩ | હરડે ... ... | શુ. તો. ૪૨ |
| ૩૯૪ | હજરત બોર... ... | શુ. તો. ૪૪ |
| ૩૯૫ | હાથીદાંત ... ... | શુ. તો. ૪૧ા |
| ૩૯૬ | હરમરો ... ... | શુ. તો. ૪૪ |
| ૩૯૭ | હજરત હાફિ ... | શુ. તો. ૪૪ |
| ૩૯૮ | હીરાંદખણા ... | રતલથી. |
| ૩૯૯ | હબેબ લેસાન ... | રતલથી. |
| ૪૦૦ | હપનેમુની ... ... | રતલથી. |
| ૪૦૧ | હપસનીન ... ... | રતલથી. |
| ૪૦૨ | હાવ બોર ... ... | રતલથી. |
| ૪૦૩ | હમામો ... ... | રતલથી. |
| | **અ.** | |
| ૪૦૪ | એલચીદાણા (ઈલાયચી) | સુ. તો. ૪૨ |

| નંબર. | જણુસનું નામ. | કયા તોલથી વેચાય છે ? |
|---|---|---|
| ૪૦૫ | અખરોટ — ... | શુ. તો. ૪૪ |
| ૪૦૬ | અંજીર સુકાં ... | શુ. તો. ૪૪ |
| ૪૦૭ | એખરો ... ... | શુ.તો.૪૪૨૦મ.નીખાં. |
| ૪૦૮ | અકલકરો રાસબંધ ... | સુ. તો. ૪૪ |
| ૪૦૯ | અકલકરો સાફ કરીને... | સુરતી મણથી |
| ૪૧૦ | એળીઆનું નંગ ચટાઇ સાથે. | મું. ૧૦૦ મ. નું ૬૦ મણ પાકું મણ ૧ નો ભાવ |
| ૪૧૧ | એળીઓ ... ... | સુ. તો. ૪૪ |
| ૪૧૨ | આંબળાં ... ... | સુ.તો. ૪૪ ખાં. ૨૦ મ. |
| ૪૧૩ | આંબલી આખી કાતરા... | મું. ૨૨ મણની ખાં.ડી |
| ૪૧૪ | આંબલી ફોલેલી ચીચોડા વગરની. | મું. મણ ૨૧ ની ખાંડી |
| ૪૧૫ | આંબલી ફોલેલી ચીચોડાની | મું. ૨૮ મણની ખાંડી |
| ૪૧૬ | અંગુર ... ... | સુ. તો. ૪૨ |
| ૪૨૭ | આલુબોખારા ... | સુ. તો. ૪૪ |
| ૪૧૮ | આંબાહળદર ... | મું. ૨૧ મણની ખાંડી |
| ૪૧૯ | અબરખ ... ... | સુ. તો. ૪૪ |
| ૪૨૦ | અજમો ... ... | મું. ૧૪ મણની ખાંડી |
| ૪૨૧ | અજમોદ ... ... | સુ. તો. ૪૪ |
| ૪૨૨ | અજમો ખોરાસાણી ... | સુ. તો. ૪૪ |
| ૪૨૩ | અજમો કરમાણી ... | સુ. તો. ૪૪ |
| ૪૨૪ | અજમાનાં ફુલ ... | રતલથી |
| ૪૨૫ | અજમેટનાં ફુલ ... | કયાટીથી |
| ૪૨૬ | આબોળીઆં ... | સુ. તો. ૪૪ તથા તેની ખાંડી ૨૦ મણની |
| ૪૨૭ | અંબર ... ... | તોલાથી |
| ૪૨૮ | આસન (અશ્વગંધ) ... | સુ. તો. ૪૪ |

| નંબર. | જણસનું નામ. | કયા તોલથી વેચાય છે ? |
|---|---|---|
| ૪૨૮ | અરારૂટ ... ... | મું. ૨૦ મણની ખાંડી |
| ૪૨૯ | અબીર ... ... | મુંબઇ મણથી |
| ૪૩૦ | અગરનાં લાકડાં ... | રતલથી |
| ૪૩૧ | એસીડ ... ... | રતલથી |
| ૪૩૨ | અસાળીઓ... ... | સુ. તોલ ૪૪ થી ૨૦ મણની ખાંડી |
| ૪૩૩ | અફીણની પેટી ... | પેટીનો ભાવ થાય છે |
| ૪૩૪ | અરીઠાં તોલીને ... | મું. ૧૬ મણની ખાંડી |
| ૪૩૫ | અબરખ કાળો ... | મું. મણથી |
| ૪૩૬ | અજમાનું તેલ ... | રતલથી |
| ૪૩૭ | અત્રીવી સંકલી ... | સુ. તોલ ૪૪ |
| ૪૩૮ | એરવાદાંસ ... ... | સુરતી તોલ ૪૪ |
| ૪૩૯ | અનારદાણા ... ... | સુરતી તોલ ૪૪ |
| ૪૪૦ | અકાકીઆ ... ... | રતલથી |
| ૪૪૧ | અસકરમખી... ... | રતલથી |
| ૪૪૨ | અમળ-તાશ ... ... | સુ. તો. ૪૪ |
| ૪૪૩ | આલકૂજન ... ... | સુ. તો. ૪૪ |
| ૪૪૪ | અસકર (અતારી) ... | રતલથી |

## ઇ.

| | | |
|---|---|---|
| ૪૪૫ | ઇસેસ ... ... | હંદરવેટથી |
| ૪૪૬ | ઇસિબગુલ (સફેદ જીરૂ) | સુ. તો. ૪૪ |
| ૪૪૭ | ઇંદરજવ ... ... | સુ. તો. ૪૪ |
| ૪૪૮ | ઇદારમુલીના મુલ ... | મું. મણથી |

| નંબર. | જણસનું નામ. | કયા તોલથી વેચાય છે ? |
|---|---|---|
| | **ઉ** | |
| ૪૪૯ | ઉપલેટ મુળ રાશબંધ... | સુ. તો. ૪૪ |
| ૪૫૦ | ઉપલેટ મુળ છુટક ... | સુ. મણથી |
| ૪૫૧ | ઉનાબ ... ... | સુ. તો. ૪૪ |
| ૪૫૨ | ઉન કાળું તથા સફેદ ... | મું. ૨૧ મ. ની ખાં. |
| | **અનાજ.** | |
| ૪૫૩ | અનાજ તમામ જાતનું... ભરતથી | આઠ ફરાની ખાંડી |
| ૪૫૪ | અનાજ તોલથી લેતો... | નીચે મુજબ |
| ૪૫૫ | ઘઉં પીળા, લશકરી, કાઠા | મું. ૨૬ મણની ખાંડી |
| ૪૫૬ | ઘઉં પીસીના, કઠી ... | મું. ૨૭ મણની ખાંડી |
| ૪૫૭ | ઘઉંના આટાની ગુણો ... | ૧૯૬ રતલની ગુણ ૧ નો ભાવ |
| ૪૫૮ | ચણા ... ... | મું. ૨૭ મણની ખાંડી |
| ૪૫૯ | મેથી ... ... | મું. ૨૭ મણની ખાંડી |
| ૪૬૦ | રાઈ ... ... | મું ૨૨॥ મણની ખાંડી |
| ૪૬૧ | ખસખસ ... ... | હંદરવેટથી |
| ૪૬૨ | સરસવ ... ... | હંદરવેટથી |
| ૪૬૩ | અળશી ... ... | હંદરવેટથી |
| ૪૬૪ | તલ ... ... | મું. ૨૦ મણની ખાંડી |
| ૪૬૫ | અડદ ... ... | મું. ૨૮ મણની ખાંડી |
| ૪૬૬ | વાલ ... ... | મું. ૨૭ મણની ખાંડી |
| ૪૬૭ | વટાણા ... ... | મું. ૨૭ મણની ખાંડી |
| ૪૬૮ | ચોળા ... ... | મું. ૨૭ મણની ખાંડી |
| ૪૬૯ | મઠ ... ... | મું. ૨૭ મણની ખાંડી |
| ૪૭૦ | મગ ... ... | મું. ૨૭ મણની ખાંડી |
| ૪૭૧ | બાવટો ( નાગલી ) ... | મું. ૨૭ મણની ખાંડી |
| ૪૭૨ | ચોખાની ગુણ ... | મુંબઈ ૬ મણથી |

| નંબર. | જણસનું નામ. | ક્યા તોલથી વેચાય છે ? |
|---|---|---|
| ૪૭૩ | જુવાર ... ... | મું. ૨૭ મણની ખાંડી |
| ૪૭૪ | મકાઈ ... ... | મું. ૨૭ મણની ખાંડી |
| ૪૭૫ | જવ ... ... | મું. ૨૭ મણની ખાંડી |
| ૪૭૬ | મસુર ... ... | મું. ૨૭ મણની ખાંડી |
| ૪૭૭ | તુવર ... ... | મું. ૨૭ મણની ખાંડી |
| ૪૭૮ | એરંડી ... ... | મું. ૨૦ મણની ખાંડી |
| ૪૭૯ | સીંગદાણા ... ... | મું. ૨૦ મણની ખાંડી |
| ૪૮૦ | મહુડાં ... ... | મું. ૪૦ મણની ખાંડી |
| ૪૮૧ | ડોળી ... ... | હંડરવેટથી |
| ૪૮૨ | મહુડાં ( સીં. ૩ તા. ફુલાં | હંડરવેટથી |
| ૪૮૩ | સીંગોડાં ... ... | સુ. તોલ ૪૪ |
| | **રૂ.** | |
| ૪૮૪ | રૂની ગાંસડી ... | મું. ૨૮ મણની ખાંડી |
| ૪૮૫ | રૂ કરાંચી તા. અરબસ્તાની | મું. ૨૯ મણની ખાંડી |
| ૪૮૬ | સુતરની ગાંસડી પડીકાં... | રતલથી |
| ૪૮૭ | ઉકીગણનો મગજ ... | રતલથી |
| ૪૮૮ | ઉદ્દેસલીફ્ ... ... | રતલથી |
| ૪૮૯ | ઉનાબી સાલમ ... | સુ. તો. ૪૪ |
| | **ધાતુ.** | |
| ૪૯૦ | તાંબુ. પીતલ, જસત સિસુ. ભંગાર. કતરણ, શીલીંગ, પાટલા. | હંડરવેટથી |
| ૪૯૧ | કલાઈ ( પાટ તા. વાંકલી) | સુ. મણથી |
| ૪૯૨ | તાંબા પીતળના ઘાટ ... | મું. મણથી |
| ૪૯૩ | તાંબા પીતળનો તાર ... | રતલથી |
| ૪૯૪ | લોઢું રૂપાસાઈતા. સફાઈ | સુ. ૨૦ મણની ખાંડી |

| નંબર. | જણશનું નામ. | કયા તોલથી વેચાય છે ? |
|---|---|---|
| ૪૯૫ | લોઢું રૂપાસાઈ સકાઈ પાકા તા૦ સળીઆ ગોળ તથા ચોરસ તા. થાથા વટીની ભારી તા. છર-પાંટીની ભારી | સુ. ૨૦ મણની ખાંડી |
| ૪૯૬ | લોઢાના પતરાના ભારા, તીખાની ભારી તથા ટપ, જસતનાં પતરાં. પ્લેટ. રેલ કાલુગેટ ઇંગલા એરણ, ટીઇએરન સ્પીન્ડલ, કમાનનીભારી | હંદરવેટથી |
| ૪૯૭ | સોનુ, રૂપુ તા. પલાટીના | તોલાથી |
| ૪૯૮ | ઝવાહેર ... ... | રતીથી |
| ૪૯૯ | મોતી ... ... | ચવથી |
| ૫૦૦ | પરવાળા ... ... | તોલાથી |
| ૫૦૧ | લાકડાં ઇમારતી ચોરસ | ટનથી ( ૫૦ કયુ. ફુ. ) |
| ૫૦૨ | લાકડાં ઇમારતી ગો... | ખાંડી ( ૨૪ વસાની ) |
| ૫૦૩ | લાકડાં બાળવાનાં ... | મું. ૨૮ મણની ખાંડી |

## મનીઆરૂ પોતકામ.

| નંબર. | જણશનું નામ. | કયા તોલથી વેચાય છે ? |
|---|---|---|
| ૫૦૪ | ડગરીનાં પડીકાં તા. બછનાં પડીકાં. | પડીકાંનો ભાવ |
| ૫૦૫ | ડગરી ચીનાઈ ... | મું. મણથી |
| ૫૦૬ | પોત માનકી તા. સમસમ | રતલથી |
| ૫૦૭ | આંકડાણુ ... ... | હજારથી |

| નંબર. | જણસનું નામ. | કયા તોલથી વેચાય છે? |
|---|---|---|
| ૫૦૮ | પોતકામ ઉપર સિવાય તમામ જાતનું. | મું. મણથી તથા હંદરવેટથી |
| ૫૦૯ | મોતી પીચપીચ | લફ્ફાનો ભાવ |
| ૫૧૦ | લીલમ તા. ગલાસદાણા | લફ્ફાનો ભાવ |

## સુચના.

ઉપરના લીસ્ટમાં લખેલી જણસો જ્યારે અકબંધ આપવા લેવામાં આવે છે ત્યારે ઘણુંકરીને લીસ્ટમાં બતાવ્યા મુજબના તોલથી આપેછે લેછે તે છતાં કેટલાએક તે તોલમાં આપનાર લેનારની ખુશીથી ફેરફાર કરીને પણ આપેછે લેછે. અને છુટક આપ લેમાં તો બંને ધણીની મરજી ઉપર તોલનો આધાર રહેછે, તેમ વટાવ, વલતર અને બારદાન કાપવા વિશેનો પણ મુકરર રીવાજ નહીં હોવાથી અતરે જણાવવામાં આવ્યા નથી.

૨. લીસ્ટમાં જ્યાં મું. લખ્યું હોય ત્યાં મુંબાઈ; સુ. હોય ત્યાં સુરતી, ખાં. હોય ત્યાં ખાંડી, મ. હોય ત્યાં મણ અને તો. હોય ત્યાં તોલ સમજવો.



## ખાંડીના હિસાબની રીત.

મુંબઇમાં જેમ પાકા મણના જુદા જુદા તોલછે, તેમ ખાંડીના પણ જુદા જુદા તોલ છે જેમકે ૧૧-૧૪ ૧૫-૧૬-૨૦-૨૧-૨૨-૨૨ા-૨૫-૨૬-૨૭-૨૮—૨૯—૨૯ા મણ ૬ શેર. ૩૦ મણની ખાંડીથી જુદી જુદી રકમોની આપ-લે થાય છે અને વળી કેટલીએક જણસોમાં તો સુરતી મણ તથા તેના પાકા મણ કરીને તેની ૨૦ મણની ખાંડીથી વેચાણ થાય છે. હવે તે ગણ-વાની રીત એવી છે કે હરકોઈ રકમ જેટલા મણ હોય તેને જેટલા મણની ખાંડીથી હિસાબ કરવો હોય તેટલાએ ભાગીને તેની ખાંડી કરવી પછી જે બાકી મણ તથા રતલ રહે તેનો હિસાબ કરવામાં કેટલાક વેપારીઓ તે ખાંડીના ભાવ સાથે બાકી રહેલા મણ તથા રતલની ફાળવણી કરીને હિસાબ કરે છે અને કેટલાક તેને ૨૦) મણની ખાંડીના રૂપમાં લાવી હિસાબ કરે છે. બંને રીતથી જવાબ તો ખરો આવે છે પણ પેહેલામાં ગુંચવણી વીશેષ પડેછે અને રૂપ આપીને ગણવાની રીત સેહેલી પડેછે તેમ ઘણા વેપારીઓ તેજ રીતથી ગણેછે તેથી અમે આ ચોપડીમાં જે હિસાબ આપેલા છે તે ૨૦ મણની ખાંડીનું રૂપ આપીને ગણેલા છે. હવે જુદા જુદા તોલની ખાંડી વાર તે ગણવાની રીત નીચે બતાવવામાં આવી છે:—

### ખાંડી ૧૧) મણની,

જો ૧૧) મણની ખાંડીનો હિસાબ કરવો હોયતો કહેલા મણમાંથી જો બારદાન કાપવાનું હોય તો તે

કાપીને બાકી રહેલા મણુને ૧૧ એ ભાગી તેની ખાંડી કરતાં ઉપર જે મણુ તથા રતલ બાકી રહે તે રતલના મુંબઈના શેર કરવા પછી તે મણુ અને શેરને એએ ગુણી જે ગુણાકાર આવે તેનો તોલ ૪૪ લો કાપતાં જે પાકા મણુ તથા શેર આવ્યા તેની કીંમત ૨૦ મણુની ખાંડીના હિસાબ ગણુવાની કુંચીથી ગણુવી અને જે રૂપિઆ આવે તે ખાંડીના આવેલા રૂપિઆમાં ઉમેરતાં કુલે રૂપિઆ આવે તે જવાબ. જેમ—

ઘાણુાની ગુણુ ૨૮) તેના મણુ ૧૪૪ાા ૬) રતલ બારદાન માલમાં દર રૂ. ૧૧ાા− લેખે ૧૧ મણુની ખાંડીથી કેટલા રૂપિઆ ?

```
       મ. ર,       મ. શે.              ખાં, મ. શે.
૧૧) ૧૪૪ાા ૬  ૧૧) ૩ા ૭=(૦ા૨ા≡ાા  ૧૩)૩)૪ાા=ાા
    ─────────       ૨ાાા                 ૧૧ાા−
ખાં. ૧૩)૧ાા ૬     ──────              ─────────
        ૨ાા−      ૦ાા ૭=                ૧૪૩
    ─────────     ૪૦                      ૬ાા
    ૧ાા ૮ાા−     ──────────  ૩ા ૭)=      ૦ાાા૬ા
         ૨        ૨૭)=  ૫────────       ૧ાા૨૩ાા
    ─────────     ૨૪ાાા     ૦ા૨ા≡ાા       ૦) ૬ાાા
    ૩ા ૭)=       ──────────  ──────────  ──────────
                  ૨ા=       ૩)૪ાા=ાા
                  ૧૬                 જ.રૂ. ૧૫૨)૧૧ાા
                 ──────────
                  ૩૮
                  ૩૮ાા
                 ──────────
                  ૦૦
```

## ખાંડી ૧૪ મણની.

જો ૧૪ મણની ખાંડીથી હિસાબ કરવો હોય તો ઉપર મુજબ ચઉદે ભાગી ખાંડી કીધા બાદ બાકી રહેલા મણ ઉપર રતલ હોય તેના મુંબઈના શેર કીધા પછી તે મણ તથા શેરને ૧ાા એ ગુણી તેનો બેંતાલો તોલ કાપતાં જે પાકા મણ આવે તે આવેલી ખાંડી સાથે સામેલ કરી આગળ મુજબ કિમત ગણવી.

### દાખલો.

અજમાની ગુણ ૩૨ તેના મણ ૧૬પાા૪) રતલ બારદાન માલમાં તેના દર રૂ. ૧૮ાાા– લેખે ૧૪ મણની ખાંડીથી કેટલા રૂપિઆ ?

| | | | |
|---|---|---|---|
| મ. ર. | મ. શે. | | ખાં. મ. શે. |
| ૧૪)૧૬પાાા૪) | ૨૧)૨) | ૩ાા–ા(૦)૩ાાા≋ાાા | |
| ——— | ૪૦ | ૧૧ાાા | ૧ાાા ૯ા–ાા |
| ૧૧ાાા૧૧૪ | ——— | રૂ. | ૧૮ાાા– |
| ૧ાા≋ાા | ૮૩ાા–ા | | ——— |
| ——— | ૭૮ાાા | | ૧૯૮ |
| | ——— | | ૧૩ાા |
| મ. ૧ાપાા≋ાાશે. | ૪ાાા–ાા | ૨)૩ા–ા | ૮ા |
| ૧ાા | ૧૬ | ——— | ૦ાા ૧૮ાાા |
| ——— | ——— | ૦ ૩ાાા≋ાાા | ૦ાા ૧૧ |
| મ.૨)૩ાા–ાશે. | ૧૭૭ા | ——— | ૧ાા ૧૪ાા |
| | ૭૮ાાા | ૧ાાા૯ાા–ાા | ૦) ૨૨ાા |
| | | | ——— |

જવાબ રૂ. ૨૨૨ાાા ૧૬ાાા

## ખાંડી ૧૫ મણની.

જો ૧૫ મણની ખાંડીથી હિસાબ કરવો હોયતો આગળ મુજબ પંદરે ભાગી ખાંડી કીધા બાદ બાકી

રહેલા મણ ઉપર રતલ હોય તેના મુંબઈના શેર કરી પછી તે મણ તથા શેરને ૧॥ એ ગુણી તેનો પીસતાલો તોલ કાપતાં જે પાકા મણ આવે તે આવેલી ખાંડી સાથે સામેલ કરી આગળ મુજબ કિમત ગણવી.

## દાખલો.

સુવાની ગુણ ૨૨) તેના મણ ૧૨૬॥ ૩॥ રતલ બારદાન માલમાં પંદર મણની ખાંડીથી દર રૂપિઆ ૨૫॥।~ લેખે કેટલા રૂપિઆ ?

મ. ર.
૧૫) ૧૨૬॥ ૩॥

ખાં. ૮। ૨॥। ૩॥
૧॥

મ. ૨॥। ૫ શે.
૧॥
૩॥।
૦॥ ૨॥
૯) ૪। ૨॥ (૦। ૯)=॥।
૨।
૨) ૨॥
૪૦
૮૨॥
૮૧
૧॥
૧૬
૨૪
૨૪॥।
૦૦

૪। ૨॥
૦। ૯)=॥।
૩॥। ૩।~।

ખાં. મ. શે.
૮। ૩॥। ૩।~।
૨૫॥।~
૨૦૦
૬॥
૬। ૨।
૪॥। ૯
૦) ૧૦॥

જવાબ રૂ. ૨૧૭॥। ૧૫

## ખાંડી ૧૬) મણુની.

જો ૧૬) મણુની ખાંડીથી હિસાબ કરવો હોય તો આગળ મુજબ સોળે ભાગી ખાંડી કર્યા પછી બાકી રહેલા મણુ ઉપર રતલ હોય તેના મુંબઈના શેર કીધા પછી તે મણુ તથા શેરને સવાએ ગુણતાં જે આવે તે પાકા મણુ જાણવા તેને આગળ મુજબ આવેલી ખાંડીની સાથે સામેલ કરી કિંમત ગણવી.

### દાખલો.

અરીઠાની ગુણ ૫) તેના મણુ ૨૬ાા૨) રતલ બારદાન મણુ ૦ા ૫) રતલ જતાં બાકી મણુ ૨૬)૪) રતલના સોળ મણુની ખાંડીથી દર રૂ. ૨૨ા– લેખે કેટલા રૂપિઆ ?

| | |
|---|---|
| મ. ર. | ખાં. મ. શે. |
| ૧૬)૨૬) ૪ | ૧ાા ૨ાા ૭)≈ા |
| ૧ાા ૨) ૪ | રૂ. ૨૨ા– |
| ૧ાા≡ાા | ૩૩ |
| મ. ૨)પાા≡ાા શે. | ૦ાા–ાા |
| ૧ા | ૨ાા૭ |
| | ૦)૨૦ |
| ૨ાા૭)≈ા | |

**જવાબ.** રૂ. ૩૬ાા ૧૧ા

## ખાંડી ૨૦) મણની.

જો ૨૦) મણની ખાંડીથી હિસાબ કરવો હોય તો આગળ મુજબ ૨૦ એ ભાગી ખાંડી કીધા બાદ બાકી રહેલા મણ ઉપર જે રતલ હોય તેના મુંબઈના શેર કરી તે મણ તથા શેરને આવેલી ખાંડી સાથે સામેલ કરી કિમત ગણવી.

### દાખલો.

ભોંયસીંગના દાણાની ગુણ ૧૦) તેના મણ ૪૨ાા૪) રતલ બારદાન મણ ૦ાા૩) જતાં બાકી મણ ૪૧ાા૧) ખાંડી ૨૦ મણની થી દર રૂ. ૨૮ાા– લેખે કેટલા રૂપિઆ ?

| | |
|---|---|
| મ. ર. | ખાં. મ. શે. |
| ૨૦) ૪૧ાા ૧ | ૨) ૧ાાા ૧ા≈ |
| ૨)૧ાા ૧ | રૂ. ૨૮ાા– |
| ૦ા≈ | |
| | ૫૭) ૧૨ાા |
| ખાં. ૨)૧ાા૧ા≈ શે. | ૨ાા ૫ |

જવાબ રૂ. ૫૯ા ૧૭ાા



## ખાંડી ૨૧ મણની.

જો ૨૧ મણની ખાંડી કરવી હોય તો આગળ મુજબ એકવીશે ભાગીને ખાંડી કીધા બાદ બાકી રહેલા મણ ઉપરના રતલના મુંબઈના શેર કરી તે મણ તથા શેર નો તોલ ૪૨ કાપતાં જે પાકા મણ તથા શેર આવે તે ખાંડીની સાથે સામેલ કરી કિંમત ગણવી.

### દાખલો.

કાળા મરીની ગુણ ૨૦) તેના મણ ૧૪૬ાા ૬) રતલ તેમાંથી બારદાન મણ ૧) ૧ રતલ જતાં બાકી મણ ૧૪૫ાા ૫) રતલના એકવીશ મણની ખાંડીથી દર રૂ. ૨૨૨)‿ લેખે કેટલા રૂપિઆ ?

| | | | | |
|---|---|---|---|---|
| | મ. ર. | મ. શે. | | ખાં. મ. શે. |
| ૨૨) | ૧૪૫ાા ૫)૬ાા | ૩ાા ૭)=ા | | ૬ાા ૩ાા ૯ા=ાા |
| | ૧૨૬ | ૪૦ | | |
| | ——— | ——— | | રૂ ૨૨૨)‿ |
| | ૧૯ાા ૫ | ૨૧)૧૫૭)≡ા(૭ા≡ાા | | ——— |
| | ૧૫ાાા | ૧૪૭ | | ૧૩૩૨ |
| | ——— | ——— | ૩ાા૭)=ા | ૧૫૦ |
| | ૩ાા ૫ | ૧૦)=ા | ——— | ૧૬ાા૧૭ા |
| | ૨)=ા | ૫ા | ૦)૭ા≡ાા | ૦ા |
| | ——— | ——— | ——— | ૩૮ાા૧૧ |
| મ. | ૩ાા૭)=ાશે. | ૪ાા=ા | ૩ાા૯ાા=ાા | ૨ાા૧૮ |
| | ——— | ૧૬ | | ——— |
| | | ——— | જ. રૂ. | ૧૫૪૦ા૨૧ા |
| | | ૭૮ા | | |
| | | ૭૮ાા | | |
| | | ——— | | |
| | | ૦૦ | | |

## ખાંડી ૨૨ મણુની,

જો ૨૨) મણુની ખાંડી કરવી હોય તો આગળ મુજબ બાવીશે ભાગીને ખાંડી કીધા બાદ બાકી રહેલા મણુ ઉપરના રતલના મુંબઈ ના શેર કરી તે મણુ તથા શેરનો તોલ ૪૪ લો કાપતાં જે પાકા મણુ તથા શેર આવે તે ખાંડી સાથે સામેલ કરી કીંમત ગણુવી.

### દાખલો.

કેળાં કુકણુી પાટી ૫) તેના મણુ ૨૩ાા ૪ બાર દાન માલમાં તેની બાવીશ મણુની ખાંડીથી દર રૂ. ૩૪)~ લેખે કેટલા રૂપિઆ ?

મ. ર.    મ. શે.    ખાં. મ. શે.

૨૨) ૨૩ાા ૪   ૧૧    ૧ાા પાા≋ાા (પાા≋ાા ૧) ૧ા ૯ાા

૪૦

૧) ૧ાા૪    ૩૪)~

૧ાા≋ાા   ૬પાા≋ાા

૬૩ા   ૧ાપાા≋ાા   ૩૪)૬ા

મ. ૧ાા પાા≋ાાશે.   ૫   ૨)૧૨ાા

૨ા≋ાા   ૦) પાા≋ાા   ૦ા૧૬ાા

૧૬

૧ા ૯ાા

૩૯ા    જ. રૂ. ૩૬ાા ૧૦ાા

૩૮ાા

૧

## ખાંડી ૨૨॥ મણની.

જો ૨૨॥ મણની ખાંડી કરવી હોય તો આગળ મુજબ ૨૨॥ એ ભાંગીને ખાંડી કીધા બાદ બાકી રહેલા મણ ઉપરના રતલના મુંબઇના શેર કરી તે મણ તથા શેરનો તોલ ૪૫ લો કાપતાં જે પાકા મણ તથા શેર આવે તે ખાંડી સાથે સામેલ કરી કિંમત ગણવી.

### દાખલો.

કોપરાની ગુણ ૧૦) તેના મણ ૫૧॥ ૬)) રતલ બારદાન માલમાં તેની સાડીબાવીશ મણની ખાંડથી દર રૂ. ૪૩॥– લેખે કેટલા રૂપિઆ?

```
        મ. ર.               મ. શે.
૨૨॥) ૫૧॥ ૬ (૨ાખાં. ૯) ૧  ૩॥–ા ૪॥ ।–॥
      ૪૫                ૪૦    ખાં. મ. શે.
    ———————        ——————— ૨૧ ૦॥। ૮॥≈॥।
      ૬॥ ૬             ૪૩॥–ા
      ૫॥ ૩॥            ૪૨॥।   રૂ. ૪૩॥–
    ———————        ———————   ———————
     ૧)૨॥              ૦॥–ા    ૮૭)  ૧૨॥
      ૧)–ા             ૧૬      ૧૦॥। ૧૪
    ———————        ———————     ૧॥  ૧૩ા
 મ.  ૧)૩॥–ાશે.          ૧૩ા       ૦ા ૨૨॥
                       ૧૩॥     ———————
                   ——————— જ. રૂ. ૧૦૦)૧૨ા
                       ૦૦
                   ૧) ૩ ।–ા
                  ———————
                   ૦) ૪॥–॥
                  ———————
                   ૦॥।.૮॥≈॥।
```

